# દ્વિરેફની વાતો

કર્તા

રામનારાયણ વિશ્વનાથ પાઠક



પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

સંવત ૧૯૮૭ કિં. ૧-૪-૦

જીવને રસ વાર્તાનો, ને વાર્તામાં રહસ્ય તું:
દેખતી જીવન કેરું, ને વળી નવજીવન
જીવવા ઇચ્છતી, તો યે, નિજ જીવનની કથા
અધૂરી મૂકીને ચાલી; નિસ્પૃહી રહી સર્વદા.
મારું આતિથ્ય ટૂંકું એ, નહિ સ્વીકારવા રહી.
તો અર્પું, **સવિતા બ્હેન!** કલા યુક્ત વિહીન વા,
મારી વાર્તા, લહી એમ તહીંથી એ સ્વીકારજે,
ને સ્વીકારી પૂર્વ પેઠે, રે'જે આશિષ આપતી.

# અનુક્રમણિકા







એમીએ લાજ કાઢવાનો છેડો લાંબો તાણ્યો અને ધનિયાની પાસે જઇ તેના મોઢા આગળ પવન આડો ધર્યો. ધનિયાની દિવાસળી સળગી. . . .

**એમી** પૃ. ૧૯૦

# નિવેદન

અહીં આ બીજી આવૃત્તિને અંગે આભારપ્રદર્શનથી વિશેષ મારે કરવાનું રહેતું નથી. સૌથી પ્રથમ આભાર મારે વાંચનાર વર્ગનો માનવાનો છે જેમણે થોડા જ સમયમાં આ વાતોની કદર કરી.

આ આવૃત્તિમાં એક વિશેષ અંગ ઉમેરાયું છે–ઉપોદ્ઘાત. તેને માટે હું શ્રીયુત રસિકલાલ પરીખનો આભારી છું. તેમણે ટૂંકી વાતોની સામાન્ય રસમીમાંસા કરીને અને આ વાતોની વિવેચના કરીને પુસ્તકને ઘણું મહત્ત્વ અર્પ્યું છે. તેમની વિવેચના કેવળ સ્વતંત્ર છે, તેની સાથે હું સર્વાંશે સંમત છું કે અસંમત છું એ પ્રશ્ન જ અસ્થાને છે, પણ તે સિવાય તેમણે મારે વિશે જે કેટલુંક લખ્યું છે તેનો પ્રતીકાર કરવાની સ્વાભાવિક ઇચ્છા થઈ આવે છે; પણ લખવાનું નિમન્ત્રણ આપ્યા પછી મને એ હક રહેતો નથી, અને તેમણે જે કહ્યું છે તે એટલું સારી રીતે કહ્યું છે કે તેને ક્યાંઈથી ખંડિત કરી શકાય એમ નથી.

ત્રીજું: મારા મિત્ર શ્રી રવિશંકર રાવળનો આભાર માનવો જોઇએ જેમણે છેલ્લી વાર્તાનાં ખેમી–ધનિયાને આલેખી આ આવૃત્તિ સચિત્ર કરી છે.

રામનારાયણ વિ૦ પાઠક

# બે બોલ

વાર્તા લખવાની સ્વયંભૂ ઇચ્છા મને કદી થયેલી નહિ, તરંગો થયેલા પણ તે માત્ર તરંગો જ: સ્ફુટ ઇચ્છા નહિ. પણ માથે પડ્યું માણસ શું નથી કરતો ?

૧૯૨૨ ની આખરમાં કે '૨૩ ની શરૂઆતમાં એક વિદ્યાર્થી-મિત્ર 'કલ્લોલ' નામના હસ્તલિખિત સામયિક માટે મારી પાસે એક લેખ લેવા આવ્યા. માસિકમાં મારા પહેલાં એક અધ્યાપકે વાર્તા લખી હતી તે જોઇ મને પણ આવા ખાનગી માસિકમાં વાર્તા લખવાનું મન થયું. કેટલાંક વરસો પહેલાં 'સ્ટ્રૅન્ડ મેગેઝિન'માં એક વાર્તા વાંચેલી તેના સંસ્કારો, ચિત્તશાસ્ત્રના એક બે નિયમો રૂપે મારા મનમાં હતા. એક તો એ કે કોઇ પણ કાર્ય એક માણસે કર્યા પછી 'તે હું પણ કરી શકત' એવો વિચાર લગભગ દરેક માણસને થવા લાગે છે; અને બીજો એ, કે એ વિચાર સેવાતાં એટલો દૃઢભૂમિ થાય છે કે 'તે મેં જ કર્યું હતું' એવો ભ્રમ તેમાંથી ઉત્પન્ન થાય છે. આ નિયમોને મૂર્ત્ત રૂપ આપવા મેં એક નાની વાર્તા એ ભાઈને ઘસડી આપી. 'વીણા' માટે ભાઈ યશવંત પંડ્યાએ મારી પાસે વાર્તાની માગણી કરતાં, 'કલ્લોલ'માંથી નકલ કરી મંગાવી અને તેને જરા મઠારીને 'વીણા'માં પ્રસિદ્ધ કરી. પ્રસિદ્ધિસમયના એક સાહિત્યયોજનાને લગતા વિવાદને અનુ-લક્ષીને એ લખાઈ છે એવો મત ચાલ્યો હતો, પણ તે માત્ર સમયનો અકસ્માત જ હતો.

વાર્તા લખવાનું, 'યુગધર્મ' ચાલતું હતું ત્યારે ખરેખરું માથે આવ્યું. 'યુગધર્મ'માં વાર્તાનું અંગ ઉમેરવાનો નિશ્ચય થયો ત્યારથી મેં વાર્તા લખવાનું શરૂ કર્યું. એ પ્રવૃત્તિ 'યુગધર્મ'

ચાલ્યું એટલો વખત ચાલી, 'યુગધર્મ' બંધ પડતાં પાછી બંધ પડી; 'પ્રસ્થાન' શરૂ થતાં પાછી શરૂ થઇ. સંગ્રહના અંતમાં મૂકેલી સૂચી ઉપરથી તે જોઈ શકાશે.

આ સંગ્રહમાં 'યુગધર્મ'માં અને 'પ્રસ્થાન'માં અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલી વાર્તાઓ એકઠી કરી મૂકી છે. કોઈ શબ્દોની હાર-ફેર કે જરૂરની લાગેલી નાની વિગતની ઉમેરણી સિવાય વાર્તાઓ મૂળ રૂપે જ મૂકેલી છે. છેલ્લી વાર્તા નવી છે. વાર્તા લગભગ પ્રસિદ્ધિના અનુક્રમે મૂકેલી છે.

ઉપર જણાવ્યું તેમ 'એક પ્રશ્ન' અંગ્રેજી વાર્તાના સંસ્કારો ઉપરથી લખેલી છે. પછીથી કોઈ પણ વાર્તાનું અનુકરણ કર્યુ નથી.

આ પ્રસિદ્ધિને અંગે એક બે ખુલાસા કરવા જરૂરના છે. મારા એક મુરબ્બી સાક્ષરે માસિક મનનમાં લખેલું કે દ્વિરેફે હવે 'ફૂટીએ પાડેલા' નામ સાથે બહાર પડવું જોઇએ. છતાં આ વાર્તાઓ સ્વયંકૃત નામ સાથે બહાર પાડી છે. 'ફૂટીએ પાડેલા' નામ માટે કોઈ ખુલાસો માગતું નથી, પણ પોતે પાડેલા નામ માટે તો, અને તે પણ માસિકમાં કટકે કટકે લખવામાંથી પુસ્તકાકારે વાર્તાઓ બહાર પાડવા જેટલી ધૃષ્ટતા કરું ત્યારે તો, ખુલાસો કરવો જોઇએ.

અને તે ખુલાસો મેં થોડો તો પહેલાં કર્યો છે. વાર્તાલેખનને હું મારી મુખ્ય પ્રવૃત્તિ માની શકયો નહોતો, અત્યારે પણ માની શકતો નથી. મારી મુખ્ય પ્રવૃત્તિ, ઇષ્ટ પ્રવૃત્તિ જુદી છે. અને આવી ગૌણ અને સ્ખલિત પ્રવાહવાળી પ્રવૃત્તિને નામનો ઠઠારો શો કરવો, એમ મારા મનમાં.

અને બીજું કારણ તો કદાચ સર્વ લેખકોને સામાન્ય હશે. સરસ્વતીદેવીના પદે મોટું કે નાનું, તાજું કે વાસી, ગમે

તેવું ફૂલ ધરતાં ક્યા સાહિત્યોપાસકને પ્રથમ સંકોચ નહિ થયો હોય! શૉપનહાઉર કહે છે કે સત્યદેવતા કોઈ ગણિકા નથી કે તમને ખુશ કરવા તે હાવભાવ કરતી આવે! તે તો એક અતિ શરમાળ કુમારિકા છે, જે માંડ માંડ ઘણી ઉપાસનાને અંતે એકાદ કૃપાકટાક્ષ કરે! હું સત્યદેવતાને જ રૂપાન્તરે કલાદેવતા સમજું છું. અને સરસ્વતી તો દુરારાધ્ય મુગ્ધ કુમારિકા જ છે. ગમે તેવો ધૃષ્ટ ઉપાસક પણ તેની પાસે જતાં નામનો પટંતર રાખે છે. અને આ નામરૂપ જગતમાં હવે મને એ નામનો મોહ થયો છે.

દ્વિરેફનો અર્થ પણ મારે કરી આપવો પડશે. એ શબ્દનો રૂઢ અર્થ ભ્રમર થાય છે. પણ પુષ્પોમાંથી મધુ ભેગું કરી આપનાર ભમરો હોવાનો હું દાવો કરતો નથી. મને જગતમાં સર્વત્ર મધ દેખાતું નથી અને મારી ઘણીએ વાર્તા કડવી પણ હશે. હું રૂઢ અર્થમાં નહિ પણ યૌગિક અર્થમાં દ્વિરેફ છું. ભ્રમરની પેઠે મારા નામમાં પણ બે રેફ—રકાર છે.

તે હું હવે મારી વાર્તાઓ ભેગી કરી ગુજરાત સમક્ષ રજૂ કરું છું. કહે છે કે ધીરો ભક્ત કાવ્યો લખીને તેને વાંસની ભૂંગળીમાં કે બીજા કશામાં બંધ કરી મહી નદીમાં તરતાં મૂકતો અને લોકો તેને લઈ લઈ સંગ્રહતા. એ સંત કવિ જેટલી શ્રદ્ધા કે રમતિયાળ બેપરવાઈ હું કેળવી શક્યો નથી. છતાં હું પણ આ વાર્તાઓ તરતી મૂકું છું. તેમાંથી કોઈ ઉદ્ધારવી હશે તો ઉદ્ધારાશે, નહિ તો સમયપ્રવાહમાં કે દૃષ્ટિ પારના કાલ-મહાસાગરમાં લુપ્ત થશે.

માઘ વદ ૫, શુક્ર,<br>સં. ૧૯૮૪<br>**અમદાવાદ**

**રામનારાયણ વિ૦ પાઠક**

# ઉપોદ્ઘાત

ટૂંકી વાર્તાની ઉત્પત્તિ આધુનિક યુગમાં અને અમેરિકામાં મનાય છે. ખરી રીતે જોતાં ટૂંકી વાર્તા શ્રી. આનન્દશંકર ધ્રુવ કહે છે તે પ્રમાણે "કોઇક કોઈક રૂપે તો બહુ પ્રાચીનકાળથી સર્વ દેશોમાં જાણીતી છે." * મિ. એ. સી વૉર્ડ ટૂંકી વાર્તાનાં બધાં પ્રશસ્ત લક્ષણો જીસસ ક્રાઇસ્ટની ઉપદેશકથાઓમાં જુએ છે અને તેમાંથી તારવેલાં લક્ષણો ઉપરથી આધુનિક ઇંગ્લીશ અને અમેરિકન ટૂંકી વાર્તાનું વિવેચન કરે છે. × આપણા દેશની પ્રાચીન વાર્તાઓ ધ્યાનમાં લઇએ તો તેમાં પણ ટૂંકી વાર્તાઓનાં વિવિધ રૂપ જણાઇ આવશે. સંસ્કૃત સાહિત્યમાં 'કથાનક' શબ્દ કથાનું ટૂંકું રૂપ સૂચવે છે.

વાર્તાઓનો તુલનાત્મક અભ્યાસ કરનાર કેટલાક વિદ્વાનોનો એવો પણ મત છે, કે બાઇબલમાં અને યુરોપમાં પ્રચલિત થયેલી ઘણી ટૂંકી વાર્તાઓનાં મૂળરૂપ હિંદુસ્તાનની ટૂંકી વાર્તાઓ છે.÷ ધર્મના અમુક મુદ્દાઓ ઉપર ટૂંકી વાર્તાઓ લખવી એ જૈન અને બૌદ્ધ સાધુઓની એક વિશિષ્ટ પ્રવૃત્તિ હતી—એ હકીકત તે સાહિત્યના અભ્યાસીઓ જાણે છે. + પણ આજે

---

* 'વસન્ત' વર્ષ ૧૪; અંક ૧, પૃ. ૩

× Aspects of the Modern Short Story by Alfred C. Ward. યુનિવર્સિટી ઑફ લન્ડન પ્રેસ ૧૯૨૪. પૃ. ૧૩–૧૪. જુઓ ઉપોદ્ઘાત પૃ. ૧૮ ટિપ્પણ.

÷ આ વિષયની વિગતવાર માહિતી મેળવવી હોય તેઓએ કથાસરિત્સાગરના ટોનીના અંગ્રેજી અનુવાદની હમણાં ફરી પ્રસિદ્ધ થયેલી આવૃત્તિનાં પુસ્તકોની પ્રસ્તાવના અને નોંધો વાંચવી.

+ હેમચંદ્ર કાવ્યાનુશાસનમાં કાવ્યના પ્રેક્ષ્ય અને શ્રવ્ય એવા વિભાગ કરી શ્રવ્ય કાવ્યના મહાકાવ્ય, આખ્યાયિકા, કથા, ચમ્પૂ અને અનિબદ્ધ એવા પાંચ પ્રકાર જણાવી કથાની ચર્ચામાં અનેક કથા-

ગુજરાતીમાં જે ટૂંકી વાર્તાઓ લખાય છે તે શ્રી. નરસિંહરાવ કહે છે તે પ્રમાણે, "અંગ્રેજી સાહિત્યમાંથી આપણા સાહિત્યમાં થોડાંક વર્ષોથી પ્રવેશ પામી છે"; × જો કે પ્રાચીન સાહિત્યના નવીન દૃષ્ટિએ થતા આજના અભ્યાસયુગમાં પ્રાચીન વૈદિક-જૈન-બૌદ્ધ શૈલીના અભ્યાસથી ઉપજતા નમૂના પણ પ્રકટ થતા જાય તો એ સ્વાભાવિક ઘટના ગણાય. બુદ્ધના ઉપદેશમાં ગુંથાએલી કથાઓની શૈલીમાં કેટલીક મોહક સરલતા છે જેનો ઉપયોગ આવડત હોય તો, આજનો કથાકાર પણ કરી શકે.

શ્રી. નરસિંહરાવ કહે છે:

"ટૂંકી વાર્તાની ઉત્પત્તિ હાલના ધાંધલિયા જમાનાના ઉતાવળિયા સ્વભાવમાં શોધવી પડશે. જે ઉતાવળિયા વૃત્તિ લાંબાં લાંબાં લખાણો વાંચવા જેટલી ધીરજ નથી ખમતી અને વર્તમાનપત્રોમાંના અગ્ર-લેખોમાં પણ ટૂંકાણને પસંદ કરે છે, તે જ વૃત્તિ લાંબી લાંબી વાર્તાઓ વાંચવામાં કાળ, શ્રમ અને ધ્યાન પરોવવાની સ્થિરતાથી વિમુખ રહે છે. આગગાડી, વિજળીની ગાડી અને એરોપ્લેનના જમાનામાં બીજું શું સંભવે? ઉદ્યોગની ધડાધડીમાં મશગુલ માણસોને લાંબાં ભાષણો પણ કંટાળો આપે છે તે પણ આ નમૂનાનો જ રોગ છે." ×

ટૂંકી વાર્તાની ઉત્પત્તિ વિશે શ્રી. નરસિંહરાવનો આ મત ઘણા માને છે. આજના જમાનામાં માણસનું મન, કાર્યના અને ભોગના એટલા વિવિધ વિષયો ખેંચે છે કે તે દરેક બાબતમાં ટૂંકાપણાની

---

પ્રભેદો જણાવે છે, જેમાં આખ્યાન, નિદર્શન, પ્રવહ્લિકા, મન્થલી, મણિકુલ્યા ખંડકથા અને ઉપકથા આદિ નામો આવે છે. આમાં નિદર્શનના ઉદાહરણરૂપ પંચતન્ત્રનું નામ આપ્યું છે. પંચતન્ત્ર એ ટૂંકી વાતોનો સંગ્રહ છે. ખંડકથા, ઉપકથા આદિ પણ કથાનાં નાનાં રૂપો જણાય છે. જુઓ કાવ્યાનુશાસન, અ. ૮

× શ્રી. લલિતમોહન ગાંધાના કલ્પના-કુસુમોનો ઉપોદ્ઘાત પૃ. ૭

અપેક્ષા રાખે છે—એ બાબત સાચી છે. પણ આ દૃષ્ટિને સર્વથા પર્યાપ્ત માનતા પહેલાં એટલું સ્મરણમાં રાખવું જોઇએ કે વાર્તાનું ટૂંકાપણું જે જમાનાઓ ધાંધલ માટે જાણીતા નથી તે જમાનાઓથી ચાલતું આવે છે અને આ ધાંધલિયા જમાનામાં પણ લાંબી વાર્તાઓ અથવા કથાઓ પહેલાંના કરતાં ઓછી લખાતી કે વંચાતી નથી. આથી જો કે આજના જમાનાની સગવડ ટૂંકી વાર્તા સાચવતી હોવાથી ઉત્પત્તિ અને વાચનની દૃષ્ટિએ એ રૂપ બહુ પ્રચારમાં આવ્યું છે તો પણ 'મહાન કલ્પકો'એ તેને જે આદર આપ્યો છે તેનું કારણ એ રૂપની કલા તરીકેની વિશેષતામાં શોધવું પડશે.

પદ્યકાવ્યો અને ગદ્યકાવ્યોને મોટા પરિમાણમાં રચવા માટે, મેથ્યુ આર્નોલ્ડ જેને 'આર્કિટેક્ટોનિક સ્કીલ' કહે છે તેની, એટલે કે 'સ્થપતિના જેવી મોટા સમૂહોને એક મહાન યોજનાથી ગોઠવવાની કુશળતાની,' અપેક્ષા રહે છે. આવાં ગદ્ય કે પદ્ય મહાકાવ્યો રચતા કવિઓ મોટી રચનાઓ દ્વારા પોતાને ઇષ્ટ પરિણામો ઉત્પન્ન કરે છે. પણ કવિતાનાં રૂપોનો અભ્યાસ જેમ ઊંડો થતો જાય છે, તેમ તેમ કવિઓ કવિતાના મોટા 'શરીર' કરતાં નાના મોટા માપ વિનાના અથવા બીજી દૃષ્ટિએ વિભુ એવા આત્મા તરફ વધારે ખેંચાતા જાય છે. લાંબા પચાસ લીટીના વર્ણનથી અમુક 'અર્થ'નો ખ્યાલ અથવા અમુક 'રસ'નો અનુભવ આપવા કરતાં એક લીટીમાં તે ચિત્ર ખડું કરવાની કે રસનો અનુભવ કરાવવાની કુશળતા તરફ તેનું ધ્યાન વધારે રોકાય છે. લઘુ રૂપો દ્વારા કાવ્યોચિત પરિણામો ઉત્પન્ન કરવાં એ મહત્ત્વાકાંક્ષા કાવ્યના વિપુલ અને ઊંડા સર્જન અને મનનની સંસ્કારી સ્થિતિનું ફળ છે. આ લઘુરૂપ કાવ્યપ્રકાર એ વિશિષ્ટ કાવ્યપ્રકાર છે, અને એ મહાકાવ્યનું સંક્ષિપ્ત રૂપ નથી, એ તત્ત્વ કાવ્યના ઉચ્ચ સંસ્કારવાળા સમાજના કવિઓ અને ભાવકો બન્ને સમજે છે; અને આ પ્રકાર તેના આન્તર વૈશિષ્ટ્ય-

થી નિયમિત થતો હોવાથી ગણિતીને સંતોષ આપે એવી તેના ટૂંકાપણાની મર્યાદા નક્કી થઈ શકતી નથી, અથવા આવી આનુષંગિક બાબત ઉપર બહુ ધ્યાન આપનાર કોઈ વિવેચક તેની ચાર કે ચૌદ લીટીની મર્યાદા નક્કી કરે તો કવિઓ તેના ઉપર ધ્યાન નથી આપતા.

આ રીતે ટૂંકી વાર્તા, સંસ્કૃત મુક્તક કે અંગ્રેજી લિરીકની જેમ એક વિશિષ્ટ કાવ્યરૂપ છે અને એ કાવ્યરૂપની અથવા સાહિત્યરૂપની વિશિષ્ટતા લેખક અને વાચકના બહુમાનનું એક મોટું કારણ છે; તેના ટૂંકા રૂપની સમય બચાવવાની સગવડને કેવળ આનુષંગિક કારણ ગણવું જોઇએ. શ્રી. ધૂમકેતુ કહે છે તે પ્રમાણે "ટૂંકી વાર્તા એક સ્વતંત્ર કલા છે." × એક વિશિષ્ટ સાહિત્યના પ્રકાર તરીકે ટૂંકી વાર્તા જે આનંદ આપે છે તે આનંદ માટે લોકો તેને સેવે છે; લાંબી વાર્તા અથવા કથા વાંચવાનો કંટાળો ટૂંકી વાર્તાની લોકપ્રિયતાનું મુખ્ય કારણ નથી; ઉપર કહ્યું તેમ લાંબી કથા અથવા વાર્તાનો પણ આજના જમાનામાં ખાસ હ્રાસ જણાતો નથી.

પણ ટૂંકી વાર્તાને "સ્વતંત્ર કલા" કે સાહિત્યનો વિશિષ્ટ પ્રકાર માનીએ તેનો અર્થ એવો નથી કે તેને સાહિત્યસામાન્ય-ના કે કલાસામાન્યના નિયમો અથવા તો "નવલકથાનો કોઇ પણ નિયમ...ખાસ બંધનકર્તા નથી." × સાહિત્યવિવેચન-માં નિયમ શબ્દ મને બહુ પસંદ નથી; એટલે બીજી રીતે કહેવું હોય તો એમ કહું, કે સાહિત્ય અથવા કાવ્યમાત્રનો જે પરમ ઉદ્દેશ છે તે ઉદ્દેશ 'ટૂંકી વાર્તા'નો છે; અને આ ઉદ્દેશ સાધવાના જે વિવિધ માર્ગો હોય તે માર્ગે જ ટૂંકી વાર્તાને પણ જવું પડે. આનો અર્થ એવો નથી, કે અમુક જાણીતા માર્ગે જ ટૂંકી વાર્તાએ જવું જોઇએ; પણ આ દૃષ્ટિ તો કલામાત્ર માટે રાખવા જેવી છે.

---

× તણખા, પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના પૃ. ૮

આ રીતે ‘ ટૂંકી વાર્તા ’નો સાહિત્યના પ્રકાર તરીકે વિચાર કરીએ તો તેના સ્વરૂપનું કેટલેક અંશે આપણને ભાન થશે. ‘ ટૂંકી વાર્તા ’ સાહિત્યના બીજા પ્રકારોની જેમ કાવ્યોચિત આનંદ આપવા માટે છે. આનંદ એક અથવા બીજી લાગણીના છૂટા કે મિશ્ર અમર્યાદિત અનુભવમાં રહેલો છે; લાગણીઓનું જીવન એટલું બધું સૂક્ષ્મ, પરસ્પર વણાઈ ગયેલું અને બહુરૂપી હોય છે કે તેનો હમેશાં નામનિર્દેશ કરવો શક્ય નથી હોતો; પણ આવા અમર્યાદિત લાગણીના અનુભવમાં કલાની વિશેષતા રહી છે, એવો અનેક સહૃદય વિદ્વાનોનો મત છે અને તે સાચો લાગે છે. ( અમર્યાદિત એટલે અનુભવ કરનારના અંગત વ્યવહારી સુખદુ:ખની લાગણીથી અમર્યાદિત. ) ટૂંકી વાર્તા પણ આ રીતે લાગણીનો અનુભવ કરાવી આનંદ આપે છે અને એનાં બીજાં પરિણામો આ પરિણામ સાથે સંગત હોય તો જ તે આદરયોગ્ય બને છે. તાત્પર્ય કે, ટૂંકી વાર્તાને પણ રસના ધોરણે વિચારવી ઘટે છે.

મમ્મટ કહે છે તે પ્રમાણે દરેક કાવ્ય છેવટે રસપર્યવસાયી છે, પણ તેની કક્ષા આ રસાનુભવ કેટલી સ્ફુટતાથી, સરળતાથી અને સ્વાભાવિકતાથી થાય છે તેનાથી નક્કી થાય છે. મુક્તક કે લિરીક અથવા ટૂંકી વાર્તા કલાકારને અને ભાવક બન્નેને ભાવે છે તેનું એક કારણ આ લઘુ રૂપો આ ઉદ્દેશ સરળતા અને સ્વાભાવિકતાથી સાધવામાં વધારે ઉપયોગી જણાય છે–એ છે. પણ આ વધારે ઉપયોગિતા ટૂંકી વાર્તા અને લિરીકને બીજા પ્રકારો કરતાં વધારે તુચ્છ બની જવાના ભયમાં પણ મૂકે છે; અને એ પતનથી બચી જવામાં જ લિરીકના કવિની અને ટૂંકી વાર્તાના લેખકની કુશળતા અને મહત્તા રહેલાં છે. મહાકાવ્યના કે કથાના રચનારના બુદ્ધિવ્યાપાર સાથે આ લઘુ રૂપો રચનારના બુદ્ધિવ્યાપારને મૂકતાં મન ખચકાય છે તેનું કારણ પણ આ તુચ્છતાનો ભય છે.

લાગણીની તુચ્છતા, મહત્તા કે ગભીરતા મોટે ભાગે જે બનાવો મનુષ્યની તે તે લાગણીના આવિષ્કારનાં કારણો બને છે તેના ઉપર આધાર રાખે છે; અહીંઆ બનાવનું માપ કોઇ બાહ્ય ધોરણથી નહિ પણ મનુષ્યના માનસિક જીવનમાં તેનું જે સ્થાન હોય તે દૃષ્ટિથી આંકવાનું છે. કવિ કે વાર્તાકાર મહાન કે ગભીર ભાવ હમેશાં વ્યવહારમાં જે ગભીર કે મહાન બનાવો કહેવાય છે તેના નિરૂપણથી સાધતો નથી; એના બનાવની મહત્તા અને ગભીરતાનું માપ કવિએ કલ્પેલા વૈયક્તિક માનસિક જીવનના ધોરણે કાઢવાનું હોય છે. આથી જ એક ગરીબ મજૂરના ઘરનું એકનું એક હાંલ્લું ફૂટી જાય અને એક શ્રીમંતના ઘરમાં કિંમતી ચાહનો સટ નોકરની બેવકુફીથી ફૂટી જાય એ બન્નેથી ઉત્પન્ન થતી લાગણી જુદી હોય છે; એટલું જ નહિ પણ એક હોય ત્યાં તેની ગભીરતા વચ્ચે ઘણો મોટો તફાવત હોય છે. આ દૃષ્ટિ ધ્યાનમાં રાખીને ઉપરનું વિધાન સમજવાનું છે.

બનાવોથી કેવળ બાહ્ય બનાવો જ સમજવાના નથી; માનસિક પરિવર્તનોનો પણ એ શબ્દમાં સમાવેશ કરી લેવાનો છે.

રસમીમાંસકોનું બીજું એક સ્પષ્ટ વિધાન એ છે, કે રસનો અનુભવ તે તે લાગણીના નામનિર્દેશથી અથવા કેવળ તેના વર્ણનથી થતો નથી; આ વિધાનને વધારે સ્ફુટ એ રીતે કરી શકાય કે કાવ્યમાં જેટલું બીજા પદાર્થોનાં વર્ણનોનું સ્થાન છે તેનાથી વિશેષ લાગણીના વર્ણનનું સ્થાન નથી. રસનો અનુભવ અમુક લાગણીના સીધા વર્ણનદ્વારા નહિ પણ બનાવોના સન્નિવેશથી સૂચિત થવો જોઇએ! રસનો અનુભવ એ બનાવોનો વ્યંગ્ય છે, એ વિધાન ટૂંકી વાર્તાની કદર કરવા માટે ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ! બનાવોના નિરૂપણનું આકલન કે ચર્વણ કેવી રીતે તે તે લાગણીઓનો અનુભવ

કરાવે છે એ ચિત્તશાસ્ત્ર અને રસશાસ્ત્રનો એક ગહન પ્રશ્ન છે અને તેની ચર્ચા અહીંઆં અસ્થાને ગણાય. પણ એટલું સ્મરણમાં રાખવું જોઇએ, કે માણસના જીવનમાં બનાવો અને લાગણીઓ વચ્ચે એક જાતનો કારણ–કાર્યનો સંબંધ બંધાઇ ગયો હોય છે અને જે કવિ આ સંબંધ સમજ્યો હોય છે તે ઉચિત લાગણીઓનો અનુભવ કરાવી શકે છે.

આ ઉપરથી ફલિત થાય છે કે, લાગણીના કોઇના કોઇ રૂપના અમર્યાદિત અનુભવની મુખ્યતા એ સાહિત્યને વાઙ્મયના બોધપ્રધાન પ્રકારોથી જુદું પાડતું લક્ષણ છે; પણ કથા અને ટૂંકી વાર્તા તેમાંએ ખાસ કરી ટૂંકી વાર્તા બનાવના વર્ણનથી તે તે લાગણીનો અનુભવ કરાવતી હોવાથી મુખ્ય ધ્યાન બનાવોની ઘટના ઉપર આપવું પડે છે. કથા વિગતથી અને વિસ્તારથી બનાવની ઘટના રજૂ કરે છે, જ્યારે ટૂંકી વાર્તા બનાવ અને લાગણીની મુખ્ય સાંકળ બતાવી સંતોષ માને છે. **બનાવ અને લાગણીની મુખ્ય સાંકળ પકડવી અને તેમાં બનાવની કડીને એવી રીતે મૂકવી કે જેથી પેલી લાગણીની કડી આપોઆપ હયાતીમાં આવી જાય એ ટૂંકી વાર્તાનું રહસ્ય લાગે છે, અને તેનું માપ પણ નક્કી કરતું દેખાય છે.** સૌન્દર્ય અથવા અલંકારનાં બીજાં સાધનોનો ઓછામાં ઓછો ઉપયોગ કરવો– આવશ્યક હોય તેટલો જ ઉપયોગ કરવો–અને અલંકાર (વ્યાપક અર્થમાં)ના મોહમાં ન તણાવું એમાં ટૂંકી વાર્તાની કઠિનતા રહેલી છે. આમ છતાં ટૂંકી વાર્તામાં અસ્પષ્ટતાનો દોષ અક્ષમ્ય ગણાવો જોઇએ; બનાવની સાંકળ સ્પષ્ટ હોય તો જ ચોક્કસ પરિણામ આવી શકે.

બનાવ હમેશાં કોઇનું કાર્ય હોય છે. આ કાર્ય એક વ્યક્તિનું હોય કે અનેક વ્યક્તિઓનું સંઘટિત કાર્ય હોય, એથી

વાર્તામાં બનાવને હયાતીમાં લાવનાર વ્યક્તિઓના ખ્યાલ વિના બનાવનો ખ્યાલ આવી શકતો નથી. પણ ટૂંકી વાર્તામાં વ્યક્તિઓના સ્વભાવ અને બનાવની મુખ્ય સાંકળ જ પકડવાની હોય છે અને તેથી ટૂંકી વાર્તામાં ચિત્તશાસ્ત્રનું એકાદ પ્રકરણ લખવાની મહત્ત્વાકાંક્ષા અસ્થાને છે; જો કે નાના સરખા પણ વિલક્ષણ બનાવને સમજવા એકાદ માણસનો આખો માનસિક ઇતિહાસ આપવાની જરૂર પડે એ સમજી શકાય અને ઘટાવી શકાય એવી છૂટ છે.

આ જો સાચું હોય તો એમ કહી શકાય, કે ટૂંકી વાર્તાની વિશેષતા મનુષ્યસ્વભાવ, જગતની પરિસ્થિતિમાં એ મનુષ્યસ્વભાવમાંથી ઊપજતા બનાવ, અને એ બનાવની સાથે સંકળાઈ રહેલી લાગણીની મુખ્ય સાંકળ શોધી કાઢવામાં, અને તે મનુષ્યસ્વભાવના અને બનાવના, ભાવકના હૃદયમાં સરલ રીતે ઉચિત લાગણી વ્યક્ત કરે એવા, વર્ણનમાં રહેલી છે.

ટૂંકી વાર્તામાં એક જ બનાવ અથવા એક જ સ્થિતિ હોવી જોઇએ, એ ટૂંકી વાર્તા માટે બહુમાન્ય થયેલો નિયમ ઉપરની ચર્ચા ઉપરથી ફલિત થઇ શકે છે. પણ મારી સમજ પ્રમાણે બનાવની સંખ્યા એ બહુ ભાર દેવા જેવો અને નક્કી કરી શકાય એવો વિષય નથી; અને કથામાં પણ મુખ્ય બનાવ તો એક જ હોય છે. ટૂંકી વાર્તામાં લાગણી કે રસ એક જ હોવો જોઇએ, એમ પણ કહી શકાતું નથી; કારણ કે કથામાં પણ મુખ્ય રસ તો એક જ હોય છે. બનાવની એકતા અને રસની એકતાથી કથા તેમજ ટૂંકી વાર્તા બન્નેનાં શરીરને અંકિત થવું પડે છે; પણ મનુષ્યસ્વભાવ અને બનાવની **મુખ્ય સાંકળ**ના નિરૂપણમાંથી જ રસાસ્વાદ ઉત્પન્ન કરવો એ ટૂંકી વાર્તાની ખાસિયત દેખાય છે; કારણ કે કથામાં પણ જો કે આ મુખ્ય

સાંકળ હોય છે તોપણ કેવળ એ મુખ્ય સાંકળનું નિરૂપણ રસાસ્વાદનું પૂરતું નિમિત્ત બનતું નથી. **મુખ્ય સાંકળ શોધી કાઢવાનો અને તે મુખ્ય સાંકળને જ કાવ્યોચિત આનંદ આપે એ રીતે રજૂ કરવાની શક્તિ ટૂંકી વાર્તા માટે આવશ્યક** છે. આમ જેને તીરની માફક સીધા જઇને લક્ષ્યને વેધવાનું હોય તેને બહુ બનાવો ગુંથવાનું પાલવે નહિ, જો કે એ વિવિધ લાગણીઓને મુખ્ય ભાવ પોષાય એવી કુશળતાથી ગુંથી શકે. આથી ટૂંકી વાર્તાના સમર્થ લેખકોની કૃતિઓમાં મોટે ભાગે બહુ બનાવો હોતા નથી પણ અનેક સંકલિત બનાવોમાંથી એવા બનાવને શોધીને નિરૂપેલો હોય છે કે જે બાકીના સંકલિત બનાવોનું, પોતપોતાના ભાવો અર્પી શકે એ રીતે સૂચન કરે છે. આ બનાવની પસંદગી લેખકની 'શું કહેવું છે' એ દૃષ્ટિ ઉપર આધાર રાખે છે.* આ દૃષ્ટિ કેટલી વિવિધ અને વેધક હોઇ શકે છે તે ટૂંકી વાર્તાના 'પ્રભુ' ચેખોવ નામના રશિયન લેખકની કૃતિઓમાંથી સમજાય છે.

---

* મી. ઍડ્વાર્ડ બાર્કબ્લની કથાઓ ઉપરથી સમગ્ર ટૂંકી વાર્તાના સાહિત્ય માટે પાંચ બાબતો તારવી કાઢે છે:

૧. વાર્તાવસ્તુ કેવું છે? (સ્પષ્ટ, સુસંબદ્ધ અને આકર્ષક છે કે નહિ?)

૨. વાર્તા ક્યાં શરૂ થાય છે? આડાં અવળાં રખડ્યા વિના વાત શરૂ થાય છે કે નહિ? વાર્તા વિરામ ક્યાં પામે છે? આ ક્રિયા ચોક સાઈથી અને ત્વરાથી થાય છે કે નહિ?

૩. શૈલી સરલ છે કે નહિ?

૪. વાર્તાના પાત્રોનું વ્યક્તિઓ તરીકે સ્પષ્ટ દર્શન છે કે નહિ? વિલક્ષણતા ( abnormality ) વિનાનું વ્યક્તિત્વ.

૫. દરેક શબ્દ વાર્તાની સીધી રીતે પ્રગતિ સાધે છે કે નહિ?

આ બધી બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે છતાં તેને નિયમો તરીકે ગણવાની જરૂર નથી.

૨

'દ્વિરેફની વાતો'નો ઉપોદ્ઘાત લખતાં ઉપરનું વિવેચન કરવાની મારા માટે એ જરૂર હતી, કે એમાં જણાવેલા વિચારોના સંસ્કારવાળા મારા ચિત્ત ઉપર એ વાતોની શી અસર થઇ છે તે સ્ફુટતાથી જણાવી શકાય. પણ આ ઉપરથી કોઇએ એમ માની લેવાનું નથી કે એ વિચારોના માપથી જ હું 'દ્વિરેફની વાતો' માપવાનો છું; પણ ઊલટું એ વિચારો બાંધવામાં જેમ ચેખોવ આદિ બીજા ટૂંકી વાર્તાના લેખકોની કૃતિઓ કારણભૂત થઈ છે તેમ 'દ્વિરેફની વાતો' પણ થઈ છે.

'દ્વિરેફની વાતો' વાંચતાં સૌથી પ્રથમ વિચાર એ આવે છે, કે ખરેખર આ બધી વાતો છે; અને તે પણ આપણા ગુજરાતી પ્રચલિત અર્થમાં. નાનપણમાં આપણે જે વાતો, ટુચકા, સ્વભાવ અને લક્ષણો સૂચવતા કિસ્સાઓ સાંભળ્યા હોય અને એ સાંભળતા સાંભળતા હસ્યા હોઇએ અને સાંભળી રહ્યા પછી ન સમજાય એવી રીતે લાગે કે 'એકલું હસ્યા એ કાંઇ ઠીક ન થયું' આવા બાળપણના વાતોના સંસ્કારવાળા ગુજરાતી વાંચનારને એ પરંપરા આ વાતોમાં ચાલુ રહેલી લાગશે. અને હું માનું છું, કે આ વાતો રચતાં દ્વિરેફના મનમાં બાળપણના વાતોના સંસ્કારોએ જેટલો હિસ્સો આપ્યો હશે, તેટલો તેમની પછીની સાહિત્યની વિદ્વત્તાએ આપ્યો નહિ હોય!

આ સંગ્રહમાંની ઘણી વાતો વાંચનારને વિવિધ રીતે હસાવે છે. આ હસવાની વિવિધ રીતોનો નિર્દેશ કરવા મને તળપદા ગુજરાતી શબ્દો જડતા નથી. પણ જેને

માટે આપણે માર્મિક હાસ્ય, કટાક્ષ, નર્મ, ટોળ, ઠઠ્ઠા મશ્કરી, ઉપહાસ, 'બનાવવું' વગેરે વગેરે શબ્દો વાપરી શકીએ તે બધા પ્રકારો આ વાતોમાં દેખાય છે. આમ છતાં એ વાતો વાંચતાં હાસ્યની જે ઝીણી સેર દિલમાં વહ્યા કરે છે તેનો પૂરેપૂરો ખ્યાલ તે શબ્દો આપી શકતા નથી. હું 'દ્વિરેફની વાતો'ને આપણી ગુજરાતી પરંપરાની મોઢેથી કહેવાતી વાતો સાથે મૂકું છું તેનું કારણ આ વિવિધ જાતના હાસ્યની સામ્યતા. મોઢું મલકતું રહે ત્યાંથી તે હસતાં હસતાં આંખમાં પાણી આવી જાય અને હસતાં છતાં આંખમાં પાણી આવી જાય એ આપણી સાંભળેલી વાતોની પરંપરા આમાંની કેટલીક વાતોમાં ઊતરી આવેલી લાગે છે.

આજના ગંભીરતાના જમાનામાં સમાજના અન્યાય દૂર કરવા, ચિત્તના રોગોની ચિકિત્સા કરવા, તત્ત્વજ્ઞાનના ઊંડા મુદ્દાઓ ચર્ચવા જ્યાં વાતો લખાય છે ત્યાં અમુક વાતો વાતો છે એ વિધાન બધાં વાર્તાનામધારી લખાણો માટે કરી શકાતું નથી, જોકે એ લખાણો બીજી રીતે ઘણા આદર યોગ્ય હોય છે.

બીજી કોઇપણ લાગણી કરતાં હાસ્યને ગ્રામ્ય અને અધમ થઇ જવાનો વધારે ભય છે. હાસ્યની આ પ્રકૃતિને લઇને જ કદાપિ તે પ્રાચીનોનો આદર પામી શક્યું નથી. પણ બીજી લાગણીઓની જેમ હાસ્યની કિંમત પણ તે શેમાંથી અને શી રીતે ઉત્પન્ન થાય છે તે ઉપર આધાર રાખે છે. હાસ્યના પ્રકારોને ઉચ્ચ કક્ષામાં રાખવા માટે, બીજી લાગણીઓની અપેક્ષાએ, ઘણી જ સંસ્કારિતાની અને કુશળતાની અપેક્ષા રહે છે. આવા હાસ્ય માટે જીવનને અવલોકવાની બહુ સૂક્ષ્મ દૃષ્ટિની અપેક્ષા રહે છે અને અવલોકનારના સ્વભાવમાં છેવટના તળિયે દુરસ્તી અને પ્રસન્નતાની અપેક્ષા રહે છે.

'દ્વિરેફની વાતો'માં હાસ્યના વિવિધ પ્રકાર હોવા છતાં જવલ્લે જ ગ્રામ્યતા કે અધમતા લાગશે. મોટે ભાગે તો એમનો હાસ્ય આપણા પ્રાચીનો જેને ઉત્તમ કહે છે તેવો છે, જોકે ઠેકાણે ઠેકાણે પ્રાચીનો ઉત્તમ ન ગણે છતાં આજના જમાનામાં સુરુચિનો ગણાય એવા હાસ્યનાં પણ દૃષ્ટાંતો છે.

આ પ્રમાણે ઘણી વાતોમાં હાસ્યનાં મિશ્ર રૂપો મુખ્ય હોવા છતાં જે વાતોમાં હાસ્ય મુખ્યભાવ નથી તે વાતોની કુશળતા ઓછી નથી. કદાપિ વાર્તાનાં સકળ અંગોની દૃષ્ટિએ વિચારીએ તો આ થોડીક વાર્તાઓને 'જમનાનું પૂર', 'મુકુન્દરાય', 'નવો જન્મ' અને 'ખેમી'ને પ્રથમ સ્થાને મૂકવી પડે.

આ સંગ્રહમાં પહેલી વાર્તા 'એક પ્રશ્ન'નું સૂચન સ્ટ્રેન્ડ મેગેઝિનની કોઇક વાર્તા ઉપરથી મળેલું એમ લેખક જણાવે છે. પણ આ સૂચનને જે રીતે મૂર્ત કર્યું છે તે રીત તેમની પોતાની છે. આખી વાર્તા એક મજાકરૂપે રજૂ થાય છે; સર્વ પ્રકારના શાસ્ત્રીઓને સંબોધન કરી કવિ ન્હાનાલાલની એક કડીના અનુકરણથી વાર્તાનો નાયક પોતાની મૂંઝવણ રજૂ કરે છે :

> આવો શાસ્ત્રી તમ પગલે પાવન થવું રે લોલ,
> પ્રાણ રૂંધન્તા પ્રશ્ન પદે ઠાલવું રે લોલ.

ડાહ્યલા નામનો નોકર સળગતા સ્ટવમાં સ્પિરિટ નાખવા જતો હતો તેને કોણે વાર્યો એ પ્રશ્ન છે. ઘરમાં બધાએ—ભાઇ, બ્હેન, ભાભી, મા, મોટાભાઇ, મોટાભાભી—દરેક જણ એમ માને છે, કે પોતે જ ડાહ્યલાને વાર્યો છે ! આ વાર્તાની કુશળતા દરેક જણ એકનો એક દાવો કેટલી જુદી જુદી રીતે ખાતરીથી રજૂ કરે છે તેમાં દેખાઇ આવે છે; આ રજુઆત થતાં થતાં આજના ગુજરાતી કુટુમ્બનું છૂટવાળું અને સંસ્કારી વાતાવરણ પણ ઊભું થઈ જાય છે; આખુંએ વાંચતાં મન સ્મિત કર્યા કરે

છે, પણ વાર્તા કહેનારનો પ્રશ્ન કાયમ રહે છે અને એ પ્રશ્ન કાયમ રહે છે તેનું માનસિક કારણ અનુકરણવાળી લીટીઓના મજાકના રૂપમાં મૂકયું છે તોપણ આ માનવ નબળાઈનું ભાન મજાક કરતા કોઇ બીજા ભાવનો–જરાક દિલગીરીનો ભાવ ?–પણ અનુભવ કરાવે છે:

મને એટલું હો એટલું કહો કથી રે લોલ,
માન્યું અમાન્યું હો સંત કાં થતું નથી રે લોલ?
ધાર્યું અધાર્યું હો સંત કાં થતું નથી રે લોલ?

આટલા—એક પ્રશ્નનો ખુલાસો કરવાના પ્રયત્નરૂપી—નાના બનાવના નિરૂપણમાં પણ પ્રત્યેક પાત્રના સ્વભાવની વિશેષતા આવી જાય છે. મિ. ઉવાર્ડ જેને 'individuality' 'વૈશિષ્ટ્ય' સાચવીને 'typical' 'વર્ગસૂચક' પાત્રનિરૂપણ કહે છે તે આ વાર્તામાં અને પછીની વાર્તાઓમાં સ્પષ્ટ દેખાશે. આ વાર્તાનો નાયક આજનો પરણેલો બી. એ. થઇ ગએલો અને એલ. એલ. બી. થતો—જાત જાતના પ્રશ્નોમાં ગુજરાતી બુદ્ધિને સહજ સૂક્ષ્મતાથી માથું મારતો, મશ્કરા સ્વભાવનો છતાં સંસ્કારી યુવાન દેખાય છે. બહેન, સ્ત્રી, મા આ બધાંઓમાં ગુજરાતના સામાન્ય કુટુમ્બની છૂટ અને મલાજાવાળાં કુટુમ્બોમાં જે બહેન, સ્ત્રી આદિ હોય છે તેના નમૂના છે.

'રજનું ગજ'નું વસ્તુ ૧૯૨૧–૨૨ ના અસહકારના જમાનામાંથી લીધું છે. અસહકારની ચળવળમાં દુનિયાના બીન-અનુભવી જુવાનો અને જમાનાના ખાધેલા આધેડ વયના અને ઘરડા માણસો એકઠા થઈ ગયા હતા. જુવાનિયાની દૃષ્ટિ બધું વિશ્વાસથી, વેગથી, છૂટથી અને બેપરવાઇથી કરવાની, જમાનાના ખાધેલાની દૃષ્ટિ અમુક માણસ સારો છે એમ સાબીત થાય નહિ ત્યાં સુધી એ ખરાબ છે, સ્વાર્થી છે, વિશ્વાસ રાખવા

લાયક નહિ માટે બહુ સાવધાનીથી, લુચ્ચાઈથી બધાં કામો કરવાની. આ બન્ને દૃષ્ટિઓના સંઘર્ષણમાંથી આ વાર્તાનો બનાવ જન્મે છે. એક બાજુએ પ્રથમ દૃષ્ટિવાળો વાર્તાનો જુવાન નાયક અને બીજી બાજુએ ધંધામાંથી નિવૃત્ત થએલો વકીલ, અને પોતાનો વેપાર ચલાવતો વેપારી આદિ બીજી દૃષ્ટિવાળા. આ બન્ને બાજુનાં સ્વભાવનિરૂપણો સ્પષ્ટ અને સચોટ છે; અને આ સ્વભાવનિરૂપણ વર્ણનદ્વારા નહિ પણ બધા પરસ્પર સભામાં મળતાં એક બીજા સાથે જે વાતચીત કરે છે તે ઉપરથી ફલિત કર્યું છે. આવા સંઘર્ષણનું પરિણામ એ આવે છે, કે જુવાન દૃષ્ટિને ગામ છોડી જતા રહેવું પડે છે; અને સ્થિતિચુસ્તો કાંઇ પણ કર્યા વિના સ્થિર રહે છે!

આખી વાતમાં ઠેકાણે ઠેકાણે સોપદંશ હાસ્ય દેખાઇ આવે છે અને છેવટનું વર્ણન હાસ્ય ઉત્પન્ન કરે છે, છતાં એમાં ગુસ્સો, તિરસ્કાર અને છેવટે એક જાતની દિલગીરી પણ ભળ્યા વિના રહેતાં નથી. ગદ્યશૈલીના અસરકારક નમૂના તરીકે પણ તે વાંચવા જેવો છે:

"ચંડીસર ગામ તો માસ્તરના જવાથી અપૂર્વ હર્ષ અને ઉત્સાહમાં આવી ગયું. માસ્તર લુચ્ચા હતા, વિરમગામ કાઠિયાવાડમાં નથી છતાં તે કાઠિયાવાડી હતા, કાઠિયાવાડીઓ લુચ્ચા હોય છે, માસ્તર પહેલેથી જ મહેરાનપુરના વેપારીઓ સાથે રહેવાની પેરવી કરતા હતા, તેમણે નિશાળને પાયમાલ કરવાને માટે સહકારીઓ જોડે ખટપટ કરેલી: એમ સમિતિના સભ્યોને મન સિદ્ધ થઇ ગયું; અસહકારીઓ લુચ્ચા છે, સ્વાર્થી છે, તેમનામાં કોઇ સારો માણસ ટકી શકવાનો નથી, એક અસહકારી માસ્તરે ખોટું સર્ટિફિકેટ મેળવ્યું, એમ સહકારીઓને મન સિદ્ધ થઈ ગયું. ઉત્સાહ એટલો વધી પડયો કે બન્ને પક્ષે બે સ્થાનિક અઠવાડિકો કાઢવાનો તે જ દિવસે નિશ્ચય કર્યો.

"કોઇ માનવ હીણો છે, નીચ છે, એવા ભાનથી નિષ્પન્ન થતો

પરમ રસ, જે કવિઓએ અનુભવ્યો નથી કે ઓળખ્યો નથી, તે રસમાં આજે આખું ગામ નાહી રહ્યું છે. માનવજીવનને સુલભ એ જ મહાન રસ છે ! ! ! ”

“ માનવજીવનને સુલભ એ જ મહાન રસ છે ”—આ વાક્યમાં હાસ્ય છતાં કેટલો પુણ્ય પ્રકોપ છે !

‘ જમાનાનું પૂર ’ને હમણાં બાજુ ઉપર રાખી ‘ સાચી વારતા ’ અથવા ‘ હિંદુ સમાજના અંધારા ખૂણામાં દૃષ્ટિપાત ’ એ વાર્તા જોઈએ.

આજના જમાનામાં શિક્ષિત મધ્યવર્ગમાં રશિયન વિચારો અને સમતાવાદની અસરથી દલિત વર્ગો તરફ—મજૂરો તરફ, ગરીબો તરફ એક જાતનું આકર્ષણ જાગ્યું છે. આ આકર્ષણ વાર્તાઓમાં પણ મૂર્ત થતું દેખાય છે. પણ આ જાતની વાતો કાં તો રશિયાની સાચી વાતોના અનુકરણરૂપ કે પૂરા કારણ વિનાના ‘લાગણીવેડા’થી દૂષિત હોય છે. ગુજરાતના જુદા જુદા ખૂણામાં જુદી જુદી કોમોમાં કેટલી વિલક્ષણ ક્રૂરતાઓ પ્રવર્તે છે અને આ ક્રૂરતાઓ કેટલી તળપદી છે તે જાણવાની તક આપણા કેળવાયેલા, શહેરોમાં રહેવાનું પસંદ કરતા ગુજરાતીને સહેજે મળતી નથી. શ્રી. રામનારાયણે મહીકાંઠામાં વકીલાત કરી તે સમયની ત્યાંની રજવાડા અને ભાયાતોની એમની અનેક માહિતીઓમાંથી અને વકીલ તરીકે આ લોકોના મળેલા સ્વભાવના ખ્યાલમાંથી એકાદ વસ્તુ લઈ આ વાર્તામાં આપ્યું છે.

વાતમાં કોઇ પણ જાતનું ‘ sentimentalism લાગણી-વેડા ’ ન આવે અને છતાં તેની સ્વાભાવિક ક્રૂરતામાં આખો બનાવ રજૂ થાય તે માટે એ ભાગોમાં ફરતા અમલદારોની દૃષ્ટિથી આખી વાત રજૂ થઇ છે.

દારૂખાતાના ઈન્સ્પેક્ટર મી. પેસ્તનજી, પોલિસ ઈન્સ્પેક્ટર

મી. સેંધા, સ્ત્રીલોલુપ ડૉ. ભીડે અને વાર્તા કહેનાર મિ. કેશવલાલ ઘણું કરી કેળવણી ખાતાના ઈન્સ્પેક્ટર—બધાએ રેલવેના ડબામાં ભેગા થાય છે, અને રસ્તો ખુટાડવા મિ. કેશવલાલ વાત શરૂ કરે છે. વાત શરૂ થાય તે પહેલાં ડૉ. ભીડે જણાવી દે છે, "પણ પંતુજી જેવી નહિ. અંદર ઔરીઓ આવવી જોઇએ."

મિ. કેશવલાલ એક ખૂનના કેસમાં એસેસર તરીકે ગયેલા તે કેસનો આખો અહેવાલ બનાવ બનતો હોય તે રીતે તેઓ આપે છે.

કેશરીસિંહ નામના માણસનું ખૂન થયેલું અને તોહમતદારમાં તેની બે સ્ત્રીઓ જૂની અને નવી હતી. કોર્ટના કેસો હમેશાં નાટકમાં તથા વાર્તામાં આકર્ષક વસ્તુ ગણાય છે. તેમાં એ એવા કેસો ચલાવ્યાનો જેને અનુભવ હોય તે વધારે તાદશ અને આકર્ષક ચિતાર આપી શકે છે. તેમાં આકર્ષકતા કોયડાનો જે રીતે ધીમે ધીમે ઊકેલ થાય છે તેમાં રહેલી છે. આ બધી 'ધંધાની ખુબીઓ' દ્વિરેફની આ વાતમાં દેખાય છે.

જૂનીના માથે ખૂનનું તહોમત હતું; પણ તેણે જુબાનીમાં સાફ ઈનકાર કર્યો; અને પોલિસે જે રીતે કેસ ઘડી કાઢયો હતો તેમાં ઘણો ગોટાળો હતો. નવીની જુબાની લેવાની હતી પણ તે રોવાનું મૂકી મોઢું ઉઘાડે તે અરસામાં એક કાચી કેદનો કેદી માજિસ્ટ્રેટ આગળ રજૂ કરવામાં આવ્યો હતો. તે નાતે ઓાંજણો હતો. નવીએ મોઢું ઉઘાડયું એટલે પેલા કાચી કેદના કેદીએ નવીને પોતાની સ્ત્રી તરીકે જણાવી. આ નવા ગુંચવાડાથી વાતની ગૂઢતાનો ચમત્કાર વધે છે અને એ નવી બીના જ આખી ગુંચનો ઊકેલ લાવે છે—એ સંવિધાનની ચતુરાઇ છે. બાઈ હરિએ પોતાની શોક ઉપર આળ ચઢાવેલું પણ તે આ ઓાંજણાને જોઈ એકદમ સાચી હકીકતની કબુલાત આપે છે.

"હું મેંગણાના ઠાકોરની ખવાસણ છું. મારું સાચું નામ

વાલી છે."—એ રીતે આ સ્ત્રીની કથા શરૂ થાય છે; અને આ ખૂનનો ભોગ થયેલો કેશરીસિંહ તેને કેવી રીતે નસાડી ગયો, ભય આવતાં તે કેશરીસિંહે તેને કેવી રીતે ઠેકાણે ઠેકાણે વેચી અને વળી પાછો લઇ ગયો ઇત્યાદિ ગુજરાતમાં આજે પણ બનતી હકીકતો રજૂ થાય છે. આ હકીકતના કથનમાં પણ આ બાઇએ જે ગુના કર્યા તેની પાછળનું માનસ વ્યક્ત કરી લેખક આપણને ન્યાયાધીશની મિથ્યાભિમાની ભૂમિકા ઉપર ચઢવા ન દેતાં માનવની સહાનુકમ્પાની ભૂમિકા ઉપર રાખે છે. કેશરીસિંહે એને બીજાને ત્યાં રહેવા કહ્યું, તો પ્રેમની મારી નાસી આવેલી સ્ત્રી કેમ હા પાડે ? " બીકના માર્યા મેં હા પાડી." કુંભારના ઘેરથી કેમ નાસી ગઇ ? તો " મને કુંભારને ત્યાં ગમતું નહોતું. " અને છેવટે કેશરીસિંહનું ખૂન પણ કેશરીસિંહના આ ઘડી ઘડીએ વેચવાના ત્રાસથી કર્યું એ માનસિક ઘટના જણાવી લેખક આ અમાનુષ જણાતી વાર્તામાં પણ માનવી અંશો દાખલ કરે છે.

આખી વાર્તાનું રૂપ વાતચીતનું છે. રેલવેના ડબામાં ઇન્સ્પેકટરો વાતો કરે છે અને કોર્ટમાં વિવાદ થાય છે. કેસના મુદ્દાઓ ઉપર વળી મુસાફર ઇન્સ્પેકટરો ટીકાઓ કરે છે અને એ રીતે વાર્તા ચાલે છે. આ વાતચીતથી જ આ પ્રત્યેક અમલદારનાં રેખાચિત્રો દોરાઇ જાય છે—એ આનુષંગિક છે પણ વાતાના આકર્ષણનું એક કારણ છે.

મિ. કેશવલાલ વાત પૂરી કરે છે; અને આખી વાત એટલી બધી અસંભવિત લાગે છે કે બધાએ તેને ખોટી માને છે. એટલામાં એ જ ખાનામાં છેવાડે બેઠેલી ઘુમટો તાણેલી એક બાઈ બોલી ઊઠે છે: " ના, ખરી છે. " બાઇ હરિ આન્દામાનથી પાછી આવતી હતી. વાર્તાને નક્કી કરવાની આ રીત ચમત્કારી છે, જો કે એના ઉપર નાટકીપણાનો દોષ પણ મૂકી શકાય !

માનવજાતના સામાજિક જીવનમાં કુદરતના ક્રમથી કે કોપથી કોઇ કોઈ વિલક્ષણ આકૃતિઓ અને પ્રકૃતિઓ હયાતીમાં આવે છે તેનું વર્ણન વાંચવા જેવું છે:

“ તે તેની તે જ હરિ કે વાલી કે તેજી હતી. તેના સામું જોતાં ડૉ. બીડેને પણ જુગુપ્સા થઇ. એના મનમાં શા વિચાર ચાલતા હતા તે અમે કોઈ કળી શકયા નહિ. તેની માંજરી આંખોમાં સાપોલિયાં રમતાં હતાં. તેની સામે જોતાં અમારા મનમાં કોઇ અકથ્ય અભાવ વધતો જ ગયો. ત્યાંથી જતા રહેવાની અમને ઇચ્છા થતી હતી અને છતાં તેના તરફથી અમે નજર ખસેડી શકતા નહોતા.

“ આખે રસ્તે અમે કોઇ એક શબ્દ પણ બોલી શકયા નહિ.”

“ સાચો સંવાદ ” નર્મહાસથી ભરેલો, આજના કેળવાયેલા ગણાતા પણ ગૃહવ્યવહાર માટે તદ્દન નકામા પતિ અને સાધારણ કેળવણી પામેલી પણ કુશળ ‘ઘરરખુ ગૃહિણી’ વચ્ચેનો સંવાદ છે. આ વાતમાં કોઇ બાહ્ય બનાવ નથી; બનાવ બને છે તે પતિના મનમાં બને છે. વાત કરતાં જાત જાતની બડાઇઓ માર્યા પછી પતિને સમજાય છે, કે પોતાને ‘કામનું કહેવાય’ એવું કાંઈ આવડતું નથી; અને એ રીતે એ સંવાદ સાચો ઠરે છે.

‘ સરકારી નોકરીનો સફળતાનો ભેદ ’ એ સંસ્કૃત નાટય-શાસ્ત્રમાં જેને ભાણ કહે છે તેની રીતે કહેલી વાર્તા છે.

હિંદુસમાજમાં અનેક રિવાજો, વિધિઓ જડ થઇ ગયા છે, તેમાં સજીવનો વિવેક રહ્યો નથી અને છતાં રૂઢિપ્રિય હિંદુ તેને વળગી રહે છે. આ રિવાજોમાં પત્નીએ પતિ સાથે કેમ વર્તવું જોઇએ, એ રિવાજ વિલક્ષણ જાતની જડતા પામ્યો છે. પત્ની માટે પુરુષ માણસ નથી પણ દેવ છે અને એની તો સેવા જ કરવી જોઇએ—એ સતીત્વનો આદર્શ પામેલી કન્યા, આધુનિક કેળવણીના સંસ્કારવાળા મરજી વિના બીજ વર થયેલા પુરુષને

ગુંગળાવી નાખે છે અને છેવટે તેને એ સ્થિતિમાં લાવી મૂકે છે કે સરકારી નોકરીના યંત્રમાં રહી લખ લખ કર્યા જ કરવું એ જ એના માટે જીવનનું સારામાં સારું કામ રહે છે! આ બીજ વરનું લગ્નજીવન પ્રહસનની અતિશયતાથી દોરેલું છે છતાં એની પાછળ એક સંસ્કારી આત્મા કેવી રીતે હેરાન થતો જાય છે એનું બહુ જ સૂક્ષ્મ અને વાસ્તવિક દર્શન રહેલું છે. સારી વસ્તુ પણ મર્યાદામાં સારી લાગે છે. સતીની સેવાઓ પણ મર્યાદાસર હોય તો જ માફક આવે. આદિથી અંત સુધી હસવું ચાલ્યા જ કરે છે. જડ થઈ ગયેલા રિવાજની આટલી સમર્થ મશ્કરી જવલ્લે જ જોવા મળે છે!

'શો કળજગ છે ના!'–બાલજીવનની કથા છે, પણ બાળકો માટેની કથા છે એમ મને નથી લાગતું. નિર્દોષ ગણાતાં બાળકો નિર્દોષ રીતે સ્વાર્થી હોય છે અને નિયંત્રણ ન હોય તો માત્સ્યન્યાયની સ્થિતિ સ્વાભાવિક છે તેનું હાસ્યભરેલું ચિત્ર છે! પણ બાળકોના સ્વભાવ પાછળ કુટુંબ અને માબાપ છે તેનો વિચાર કરીએ તો આપણું કુટુંબજીવન કેટલા સાધારણ ધોરણ ઉપર ચાલે છે તેનો કરુણ ખ્યાલ આવે.

બાલજીવનની આ વાર્તામાં પ્રત્યેક છોકરા અને છોકરીનો સ્વભાવ કેટલી સુરેખ અને સરલ રીતે દર્શાવ્યો છે તે ખાસ ધ્યાનમાં લેવા જેવું છે.

'જક્ષણી' એ પ્રસન્ન દામ્પત્યનું ચિત્ર છે. આખી વાર્તા ત્રણ ભાગમાં વહેંચાયેલી છે. પ્રથમ ભાગ પત્નીના મુખે કહેવાય છે, બીજો ભાગ પતિના મુખે કહેવાય છે, અને ત્રીજો ભાગ ફરીથી પત્નીના મુખે કહેવાય છે.

મિત્રના ઘેર તેની પત્નીની સારવાર કરવા પોતે જવાનાં છે, એ બીના પ્રથમ ભાગમાં પત્ની પતિને જણાવે છે. બીજા ભાગમાં પત્ની વિના એકલવાયો થઈ ગયેલો પતિ

પોતાની સ્થિતિની મશ્કરી કરી તે સહન કરી લે છે–પણ તે સહન જ કરવી પડે છે અને ગમે તેટલું હાસ્યનું વાતાવરણ ઊભું કરી બધું હસી નાખવા પ્રયત્ન કરે છે પણ પત્ની વિના ભાઈ સાહેબને ગમતું નથી એ તો પોતે કબૂલ જ કરે છે: "સ્ત્રી જાય છે તેથી બીજું કાંઇ થતું નથી: હૃદયને ખાલી ચઢે છે, હૃદય ચાલતું નથી, તેને જરા જરા કાંટા વાગે છે, અને આપણાથી ન ચલાય તો લોકો હસે છે."

વીશીમાં જમવા જાય છે, પણ ઘરમાં પાળેલી કૂતરીની જમવાની શી વ્યવસ્થા કરવી તેનો ઉકેલ વીશીના મહારાજને પોતાના ઘરમાં જક્ષણી છે અને જક્ષણી એવાં છે કે જે માનતા માનીએ તે ફળે—એમ જણાવી કરે છે. મહારાજને નાની બાયડી જલદી મોટી કરવી છે એટલે તેના ઘેર ખાવાનું મોકલાવે છે; પણ આપણા વાત કહેનારને મફત ખાવાનું જોઇતું નહિ હોવાથી જક્ષણી મફત ખાતાં નથી એમ જણાવી પૈસા આપે છે.

ત્રીજા ભાગમાં પત્ની પાછાં આવે છે. ઘર વાળીઝૂડી સાફ કરે છે, માથું અને કપડાં ધૂળથી ખરડાયેલાં છે અને સાલ્લાનો છેડો ગળાફરતો લીધેલો છે. કોક બારણું ખખડાવે છે અને ત્યાં તો જક્ષણીનાં દર્શન કરવા આવેલા મહારાજ નજરે પડે છે!

મેં કહ્યું: "અલ્યા કોણ છે? કેમ આવ્યો છે?"

"જક્ષણી માતા! ખમા કરો! સેવકના ઉપર મહેર કરો!"

મેં કહ્યું: "પણ હું જક્ષણી કે દા'ડાની?"—ઈત્યાદિ

આ પ્રસંગનું મનોરંજક હાસ્ય સ્ફુટ છે. પતિ બહારથી આવે છે, મહારાજને સાનથી સમજાવી જવાનું કહે છે અને "ચંડી, પ્રસન્ન થાઓ" કહી બહારગામથી આવેલી પત્નીનો સત્કાર કરે છે!

કેવળ વાર્તા તરીકે આખા સંગ્રહમાં મારી દૃષ્ટિએ આ વાર્તા ઉત્તમ છે. આની સાથે ઊભી રહે એવી બીજી વાર્તા 'એમી'ની છે, પણ તે આગળ ઉપર.

આ વાર્તાની વિશેષતા એ છે, કે તેમાં વાર્તા બહાર કાંઈ વિશેષ તાત્પર્યો શોધવાની જરૂર નથી; અથવા આ વાર્તાની સુંદરતાનો આધાર એવાં કોઈ તાત્પર્યોમાં નથી. આ વાર્તામાં જે હૃદયંગમ વ્યંગ્ય છે તે પ્રસન્ન દામ્પત્યનું છે. અને એ દામ્પત્ય ભાવને આદિથી અન્ત સુધી સહજ હાસ્યના વાતાવરણમાં મૂકી તેને વધારે વાસ્તવિક અને આકર્ષક બનાવ્યું છે.

શ્રી ગગનવિહારી આ વાર્તાઓના અવલોકનમાં " 'જક્ષણી' માં બાળલગ્નનો અને અંધશ્રદ્ધાનો ઉપહાસ છે " એમ જણાવે છે. આ વાર્તામાં એ બન્નેનો ઉપહાસ છે અને એવી બીજી અનેક બાબતોનો ઉપહાસ છે. પણ એનો અર્થ જો તેઓ એમ કરતા હોય કે આ વાર્તાનો મુખ્ય વિષય કે વ્યંગ્ય એવો ઉપહાસ છે તો મને લાગે છે કે એ બરાબર નથી.*

'પહેલું ઇનામ' જેને ડિટેકટીવ વાર્તા કહે છે તે ઢબની છે. ડિટેકટીવ વાર્તાના અનેક પ્રકારો અંગ્રેજી સાહિત્યમાં વિદ્યમાન છે. તે દરેકમાં આકર્ષણ અમુક ગૂઢ બનાવ—ખાસ કરીને ગુનો—કેવી રીતે ધીમે ધીમે પ્રકાશમાં આવતો જાય છે તેમાં રહેલું છે. એમાં તર્કપરંપરા સુશ્લિષ્ટ રીતે ગોઠવેલી હોય છે. શોધ કરનારનાં બુદ્ધિચાતુર્ય અને સ્વભાવની વિલક્ષણતાઓ આકર્ષક હોય છે. કેટલીક વાર્તાઓમાં રૌદ્ર ભાવો એ જ મુખ્ય આકર્ષણ હોય છે.×

---

* જુઓ 'કૌમુદી' વર્ષ ૫, અંક ૧ લો. પૃ. ૧૭૦

× ડિટેકટીવ સ્ટોરીના નિરૂપણ માટે મી. ફર્લાંઇના મોડર્ન શોર્ટ સ્ટોરી નામના પુસ્તકનું ૧૯ મું પ્રકરણ જોવા જેવું છે; તેમાં જો કે ચેસ્ટરટનને જોઇએ તેવો ન્યાય થયો નથી.

ડિટેક્ટીવ વાર્તાના બંધારણની દૃષ્ટિએ વિચારીએ તો આ વાર્તા એક સફળ અખતરો લાગશે; પણ મારે કબૂલ કરવું જોઇએ, કે આ વાતમાં હરજીવનનું સ્વભાવનિરૂપણ જેટલું આકર્ષક લાગે છે તેટલો 'ખૂનનો ખુલાસો' આકર્ષક લાગતો નથી. દ્વિરેફ વકીલ અને પ્રમાણશાસ્ત્રી બન્ને છે, એટલે ગુનાના શોધની આખી તર્કપરંપરા સુશ્લિષ્ટ હોય એમાં નવાઈ નથી. અખાડાના મેળાવડામાં જે રીતે આખો સ્ફોટ થાય છે તે પણ આકર્ષક છે અને બીકણ પ્રમુખને લોકો 'ઈન્કમ ટેક્સ' આદિ બૂમો પાડી ગભરાવી કાઢી મૂકે છે તે તોફાની હાસ્યનો નમૂનો છે. છતાં આવી વાતોના નિરૂપણમાં ગૂઢ ગુનાનાં ક્રમિક ઉદ્ઘાટને મુખ્ય ધ્યાન ખેંચવું જોઇએ તેના સ્થાને આ વાર્તામાં હરજીવન અને તેના વકીલ મિત્ર વધારે ધ્યાન ખેંચે છે.

'કપિલરાય' એ તખલ્લુસોની કરુણ કથા છે; પણ એમાં તખલ્લુસોની મશ્કરી તો ઉપલકિયા છે. ખરી મશ્કરી તો અકાલે પકવ થઇ જતા પણ ખરેખરો પરિપાક કદી નહિ પામતા, અને કોઈ પણ રીતે સાહિત્ય ક્ષેત્રમાં નામ મેળવવાના મહત્ત્વાકાંક્ષી, અનેક વાર પરીક્ષાઓમાં નપાસ થતા ગુજરાતી યુવાનની છે. આ વાર્તામાં પણ હાસ્ય તો પુષ્કળ છે, પણ ખાસ ધ્યાન ગાંડાના મનનું પૃથક્કરણ ખેંચે છે.

આ નવ વાતોમાં લેખક ગુજરાતના ચાલુ જીવનમાંથી વસ્તુ લઈ તેને ભિન્ન ભિન્ન બનાવોમાં ગોઠવી વિવિધ પ્રકારના હાસ્યનું ભાન કરાવે છે. પણ આ હાસ્યની પાછળ જે દૃષ્ટિ છે તે વસ્તુને હસી કાઢવાની નથી; આ હાસ્યની પાછળ લગભગ દરેક ઠેકાણે એકાદ આંસુનું બિન્દુ ક્યાંક લાગી રહેલું હોય છે અને જ્યાંસુધી એ આંસુનું બિન્દુ જડે નહિ ત્યાંસુધી આ વાતોનો રસાસ્વાદ પૂરો થતો નથી, એમ મને લાગે છે.

આ સંગ્રહમાં બીજી ત્રણ વાતો એવી છે કે જેમાં લેખક પોતાના અનુભવો ઉપર હાસ્યનું આવરણ નથી ઓઢાડતા. ‘જમનાનું પૂર’ એ ગદ્ય કવિતા છે અને જે ભાવો ‘શેષ’ પદ્યોમાં મૂકે છે તે આમાં ગદ્યમાં મૂક્યા છે. એક સ્ત્રીને જમનાના પૂરમાં પોતાના દીવાનો મહિમા સૌથી મોટો કરવો છે. તે કરવા માટે કોઇ અન્તરાય તેને રોકી શકતો નથી. પોતાનો દીવો દૂરમાં દૂર મૂકીને તેને સંતોષ ન થયો. આખા દૃશ્યની એને પરવા ન હતી. એ પોતાના મહિમામાં મત્ત થતી હતી, તેનો પગ સરક્યો અને જમનાનું પૂર એને ખેંચી ગયું !

આ વાર્તા એક લિરીકલ શબ્દચિત્ર છે. તેની ભાષાશૈલી પણ બીજી વાર્તાઓ કરતાં જુદી પડે છે. એને વાર્તા કહેવા કરતાં ગદ્ય કાવ્ય કહેવાનું હું વધારે પસંદ કરું છું.

શ્રી ગગનવિહારી આ વાર્તાને અહંકારના પતનની કથા કહે છે. લેખકનો એવો કોઈ ઉદ્દેશ હશે કે નહિ તે વિશે મને શંકા છે. વાર્તાને અંતે લેખક કહે છે:

“આજે કાલિન્દીએ ધ્યાનસ્થ યોગી જેવા અનેક ઉચ્ચ પર્વતોના પગ ધોયા છે, આજે કાલિન્દીએ જગતનો કેટલોય મેલ પોતાના વેગમાં ખેંચી તેને દરિયામાં લુપ્ત કર્યો છે, આજે કાલિન્દીએ તટ ઉપરનાં કેટલાંય ખેતરોને ફળદ્રૂપ કર્યાં છે, આજે કાલિન્દીએ કેટલાય દીવાઓ વક્ષસ્થલ ઉપર ધારણ કર્યા છે—કદાચ તેનો દીવો પણ ધારણ કર્યો છે, પણ “મારો દીવો સૌથી આગળ જઈ સર્વને વિસ્મિત કરશે” એટલો મનોરથ સિદ્ધ થયો દેખાડવા જેટલો સદ્‌ભાવ કાલિન્દીએ તેના તરફ બતાવ્યો નહિ !

“જગતમાં પૂરનો હેતુ શું હશે?”

‘મુકુન્દરાય’ અંગ્રેજીમાં જેને ટ્રેજિક કહી શકાય એવી વાર્તા છે—જો કે એમાં કોઈ મરતું નથી.

ઐતિહાસિક સ્મરણવાળું, સ્ટેશનથી દૂર, તાર ટપાલની જ્યાં વ્યવસ્થા નથી એવું ગુજરાતનું એક ગામડું છે અને તેમાં

પ્રાચીન ઢબના ઉચ્ચતમ સંસ્કારવાળા એક વૃદ્ધ પિતા અને તેમની બાલવિધવા પુત્રી રહેતાં હતાં. પુત્રીમાં ' પોતાની સ્થિતિ ઉપરના પ્રભુત્વથી અને અજ્ઞાત કૃતકૃત્યતાના સંતોષથી જે સ્વસ્થતા આવે છે તે' હતી. કૉલેજમાં ભણતો પુત્ર અને ભાઇ મિત્રો સાથે રજામાં ઘેર આવે છે તેનો તાર આવે છે. વાત્સલ્ય અને ભાઇપ્રેમને ઉચિત સમારંભ થાય છે. કુટુમ્બ સંસ્કારી અને પૈસાટકાએ તાણવાળું હતું. કૉલેજની બેપરવાઈ અને ઉચ્છૃંખલ હવાવાળો, ગરીબાઇમાં શરમાતો પણ તેને છુપાવવાની કુશળતાવાળો મુકુન્દરાય મિત્રો સાથે ઘેર આવે છે. વૃદ્ધ પિતા અને બહેન સાથે તોછડાઇથી વર્તે છે, અને છેવટે સાંજે મિત્રોને વળાવવા જતાં પોતે પણ મિત્રોના આગ્રહથી તેમની સાથે ચાલ્યો જાય છે.

વૃદ્ધ પિતાને પુત્રના આ સંસ્કારથી સમજાય છે કે " એ આપણો ન હોય. એ ગયો જ સમજો, " અને ત્યાં ગાડીવાળાના શબ્દોમાં સંસ્કૃત નાટકને પરિચિત પતાકાસ્થાનકની યુક્તિથી લેખક ' મુકુન્દ ગયો છે ' એની ખાતરી આપે છે. રઘનાથ આ સ્થિતિથી ડઘાઈ જાય છે, દુ:ખી થાય છે, મૌન સેવે છે, અને છેવટે ' આવા પુત્ર કરતાં વાંઝિયાપણું સારું ' એ પ્રકોપ નીચેની અનુપમ અને મર્મભેદક રીતે રજૂ થાય છે:

" ...તે ફરી રઘનાથની પાસે બેઠી. આ વખતે રઘનાથ જ પહેલા બોલ્યા: " આપણે અંબાજી ગયા હતા તે યાદ છે ? "

વિષયાન્તરની આશાથી ગંગાએ કહ્યું: " હા. "

" ત્યાંથી કુંભારિયાનાં દેરાં જોવા ગયેલાં તને યાદ છે ? "

" હા. "

" એ દેરાં વિમળશાએ બંધાવેલાં. "

" એમ કે ? "

" એ વિમળશા અંબાજીનો ભક્ત હતો. " પિતા સ્વસ્થ થતા જાય છે એમ માની ગંગાનો ઉત્સાહ વધતો જતો હતો અને તે

સરળ ઉત્સાહથી હાંકારો દેવા લાગી. "તે એક વાર અંબાજી દર્શન કરવા જતો હતો. રસ્તામાં એક મોટી વાવ આવી. તેમાં તે પાણી પીવા ગયો. વાવના પગથિયા પર એક વણઝારો બેઠો હતો તેણે પાણીનો પૈસો માગ્યો. વિમળશાએ 'શેનો' એમ પૂછ્યું. વણઝારાએ વાવનો શિલાલેખ બતાવી કહ્યું કે 'આ વાવ બંધાવનાર પીથો મારો દાદો થાય. અમારી સ્થિતિ બગડી ગઇ એટલે હું મારી બાપુકી વાવ પર લાગો લેવા આવ્યો છું.' વિમળશાને થયું કે "મેં આવાં દેરાં તો બંધાવ્યાં પણ મારી પછવાડે કપૂત જાગે તો મારાં દેરાંની પણ આવી દશા થાય!"—ગંગાનો હાંકારો શિથિલ પડતો ગયો—"પછી અંબાજી પાસે ગયો. તેને અંબાજી પ્રસન્ન હતાં. તેમણે કહ્યું: 'બેટા માગ, માગ.' વિમળશાએ કહ્યું: 'માજી, બીજું કાંઈ ન માગું, માગું એક નખ્ખોદ.'—હવે ગંગાનો હાંકારો નિઃશ્વાસ જેવો થઈ ગયો હતો—"બીજી વાર કહ્યું: 'માગ, માગ;' ફરી વાર પણ નખ્ખોદ માગ્યું. ત્રીજી વાર પૂછ્યું: ત્રીજી વાર પણ નખ્ખોદ માગ્યું." ડોસા ફરી નીરવ શાન્તિમાં પડ્યા.

આખા ઘરમાં મૃત્યુ જેવી શાન્તિ છવાઈ રહી.

ટૂંકી વાર્તાની કલાની દૃષ્ટિએ આ વાર્તામાં કુશળતાનો પરિપાક દેખાય છે. મુખ્ય પાત્રોના સ્વભાવ ઉપરથી આખો બનાવ જે સહજતાથી બને છે તે ખરેખર એક નમૂનારૂપ છે. પાત્રોનાં સ્વભાવવર્ણન પણ નિકટ પરિચય અને મનોભાવોનાં ઊંડાં અને સૂક્ષ્મ નિરીક્ષણ સૂચવે છે. મુકુન્દરાયની કૉલેજમાં ચતુરાઈ અને ઘેર બેપરવાઈ, વિદ્યાર્થીઓના જીવનમાં ભણાવા ઉપરાંત વધારે ઊંડા ઊતરનાર અધ્યાપકને શક્ય એ રીતે ચીતરાયાં છે. પિતા, સંસ્કારી બ્રાહ્મણ કુટુમ્બના માનભર્યા પરિચયનો પુરાવો છે; અને વિધવા બહેન, પુનર્લગ્નની છૂટની આવશ્યકતા પુરેપૂરી સમજનાર છતાં પ્રાચીન રીતમાં સ્વસ્થતા અને સંસ્કારિતા સ્વીકારનાર શાન્ત વિચારકની કૃતિ છે.

કૉલેજમાં મુકુન્દરાય મિસ ગુપ્તાનું મન હરણ કેવી રીતે કરે છે તેનું સુભગ ચિત્ર આપ્યું છે.

'ખેમી' એ પ્રેમની કથા છે. ઘણા વાંચનારાઓ માટે તેનું આકર્ષણ તે દલિત કોમના ઢેડ જીવનનું સુંદર આલેખન છે તે માટે છે. મારી સમજ પ્રમાણે આ એક આધુનિક વલણનું પરિણામ છે, અને કલાના સર્જનમાં અને ભાવનમાં ઘણી વાર આડે માર્ગે લઈ જનારું પરિણામ છે. અસ્તુ.

પણ હું પૂછું છું તેમ ઘણા વાચકો દ્વિરેફને પૂછશે કે 'ભલા પ્રેમની કથા લખવા તમારે ઢેડવાડે કેમ જવું પડયું? શું ગુજરાતની બીજી કોમોમાં તમને બધું હસવા જેવું લાગે છે અને ઢેડવાડામાં જ સાચો પ્રેમ દેખાયો કે ઠેઠ એટલે જવું પડયું?' આ પ્રશ્નનો ગમે તે ઉત્તર મળે, પણ એટલું તો ચોક્કસ છે કે આ સંગ્રહની બીજી ઉત્તમ વાર્તા 'ખેમો' છે; તેનું કારણ તેનું સંવિધાન અને સાચા પ્રેમજીવનનું આલેખન છે. ગુજરાતી સાહિત્યની નાયિકાઓમાં ખેમીનું સ્થાન પહેલી હારમાં છે તે વિશે મને શંકા નથી.

ખેમીનો પ્રેમભર્યો ઉલ્લાસ અને સ્વતંત્ર મિજાજ એ ગુજરાતી સ્ત્રીના પ્રતીકરૂપ છે; પતિ સાથે હોય ત્યારે સ્વાધીન-પતિકાની સત્તાથી પતિનું શાસન કરતી, પતિથી છૂટી પડયા પછી અતિશય વિરહ વેદના અનુભવતી છતાં માનિની જેમ માન સાચવતી અને પતિનું અવસાન થતાં, પુનર્લગ્નની છૂટ હોવા છતાં 'ના ના, આટલે વરસે મારે જીવતર પર થીંગડું નથી દેવું' એ નિશ્ચયવાળી ખેમીમાં આર્ય સંસ્કારિતાનું સાચું રૂપ દેખાય છે.

વાતની શરૂઆત પણ ઘણી આકર્ષક છે. જાજરૂનાં પગથિયાં ઉપર બેઠેલાં ધનિયો અને ખેમી—ધનિયાને બીડી સળગાવવામાં મદદ કરતી ખેમી કોઇ પણ ચિત્રકારની કલમને આકર્ષે એવી છે. અહીંઆ એ પણ નોંધી લેવું જોઇએ, કે જીવનમાં જે સ્થળ ગંદું ગણાય છે એ કળામાં ભાવના સંબંધથી કેવી જુદી રીતે ભાસે

છે. જીવન અને કલાનો આ સંબંધ કે વિરોધ લાક્ષણિક છે! પણ એ શબ્દચિત્ર જોવા જેવું છે:

"લે હું આડું લૂગડું ધરું." ખેમીએ લાજ કાઢવાનો છેડો લાંબો તાણ્યો અને ધનિયાની પાસે જઇ તેના મોઢા આગળ પવન આડો ધર્યો. ધનિયાની દીવાસળી સળગી. તે શ્વાસ અંદર લઈ લે અને મૂકે તે પ્રમાણે દીવાસળીનો પ્રકાશ ઝબક ઝબક થવા લાગ્યો. ધનિયો તેની પત્નીના જુવાન, ભરેલા, ઘઊંવર્ણા પણ ઉજ્જ્વલ, મોટી તેજસ્વી આંખોવાળા, નાકે મોટો કાંટો પહેરેલા મુખ સામે જોઇ રહ્યો. બીડીની લિજ્જત કરતાં તે નવોઢાના સૌંદર્યપાનમાં ગરકાવ થઈ ગયો. બીડી સળગી એટલે ખેમી મૂળ જગ્યાએ ખસવા જતી હતી તેને ધનિયાએ કહ્યું:

"લે મારા સમ, આઘી જા તો."

"ગાંડાં ન કાઢય, ગાંડાં." કહેતી ખેમી મૂળ જગ્યાએ ગઇ.

"તારા સમ, ખેમી, તું મને બહુ વાલી લાગ છ."

નાત કરનારે ધનિયાનું અપમાન કર્યું અને ધનિયો ઉદાસ થઈ ગયો, એ ખેમીથી સહન ન થયું; અને પોતે વિરુદ્ધ હોવા છતાં ધનિયાને આઠ આના દારૂ પીવા આપ્યા—એ રેખા આ વાર્તાચિત્રની મહાન રેખા છે. એના ઉપર વિશેષ ટીકા નહિ કરું. પ્રેમ એ દુનિયાના કોઈ પણ ધર્મ કરતાં મોટી વસ્તુ છે!

'નવો જન્મ' શોકની ગાઢ છાયામાં શરૂ થાય છે અને શાન્ત ઉલ્લાસના વાતાવરણમાં પૂરી થાય છે. એક શ્રીમંત કુટુમ્બ ઘસાઇ જાય છે, ઘરનો મોભો સાચવનાર બાઇનો બાકી રહેલો એક દીકરો મરી જાય છે; જીવનમાં પડી શકે એટલી આફત ઝમકુકાકીને પડી છે. એ પહેલું ચિત્ર! બીજા ચિત્રમાં સંસારમાં શૂન્ય જેવાં ઝમકુકાકીનું મન ભ્રષ્ટ થાય છે, ચોરીથી માખણ ખાય છે. પુરુષ આમાં અધઃપાત જુએ છે, પણ સ્ત્રી તેની સહજશક્તિથી આખી સ્થિતિ સમજી જાય છે અને

ઝમકુકાકીના પહેલાંના આભારના ભાવભીના સ્મરણથી તેમને પોતાની સાથે મુંબઇ લઇ જાય છે. ત્યાં ઝમકુકાકીનું શૂન્ય જીવન ધીમે ધીમે ઉદ્દેશોથી ભરાતું જાય છે અને ડોશી જૂની પ્રૌઢતા પાછી પ્રાપ્ત કરે છે.

આખી વાર્તાનો સાર લેખકના શબ્દોમાં કહીએ તો "ઝમકુકાકી જેવાં ઘણાં ય બિચારાં પ્રેમને અભાવે વૃથા જીવન ગાળતાં હશે."

વાતની શરૂઆત, દ્વિરેફ ભાવ પ્રમાણે શબ્દશૈલી કેવી ઘડી શકે છે તેનો સુંદર નમૂનો છે! ડોશીના છોકરાના મરણથી જે કાળો કેર થઈ ગયો છે તેનું બહુ બલવાન આલેખન કર્યું છે; અને ડોશીના દિલનું દર્દ પણ હિંદુ કુટુંબજીવન તરફ સહાનુભૂતિથી જોનાર જ ચીતરી શકે એવું છે.

ડોશીના ચિત્તનાં પરિવર્તનો, કમલાની સ્ત્રીસહજ સમજણ અને પ્રેમ ગુજરાતના સ્ત્રીજીવનમાં દૃષ્ટિવાળા લેખકનાં છે.

આ રીતે તેરે વાતો ગુજરાતના ચાલુ જીવનમાં સહેજે સ્ફૂરતી વાતો છે. વાંચનાર જોશે કે પ્રત્યેક વાત વૈશિષ્ટ્યવાળી છે અને દરેકમાં કાંઇ ને કાંઇ નવીનતા છે. છતાં વાંચનાર વાર્તાની કલાનો જે ક્રમિક વિકાસ આમાં દેખાય છે તે ઉપરથી જોશે કે 'અભ્યાસથી નિપુણતા વધે છે' એ નિયમ, દ્વિરેફને પણ લાગુ પડે છે! હસવું અને રડવું એ બે જીવનના મુખ્ય ભાવો છે. દ્વિરેફ આંસુને હાસ્ય નીચે છુપાવવાનું વધારે પસંદ કરે છે!

દ્વિરેફની આ વાતો ફિલસૂફની તટસ્થતાથી લખાઇ છે કે નહિ તે વિશે નિર્ણય આપવાનો મારો અધિકાર નથી! લાગણીના પ્રવાહમાં ખચાઈ જઈ સંયમ ન વીસરવો—એ ફિલસૂફનું લક્ષણ હોય તો તે આ વાતોમાં છે! પણ ફિલસૂફ

એટલે પ્રાસાદની ટોચેથી શેરીમાં ફરનાર માણસોને જોનાર વ્યક્તિ એવો અર્થ થતો હોય તો આ વાતોનો લેખક ફિલસૂફ નથી !

પણ દ્વિરેફે મોટી ભૂલ એ કરી છે કે રામનારાયણ પાઠકના તખલ્લુસથી તેમણે ‘પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા’ લખી છે અને લોકોને સમજતાં તકલીફ પડે એવા લેખો લખ્યા છે !

૩

પ્રથમ આવૃત્તિ વેળાએ જે કામ કરવાની હિંમત ના ચાલી તે કરવાની બીજી આવૃત્તિમાં મેં ધૃષ્ટતા કરી છે ! દ્વિરેફની વાતોને જે આદર મળ્યો છે, તેનાં જે વિવેચન થયાં છે તે ઉપરથી મારા કેટલાક મતોને સમર્થન મળ્યું છે તેથી જ આ ધૃષ્ટતા કરવા પ્રેરાઉં છું. વળી દ્વિરેફ જેલમાં હતા ત્યારે આ આજ્ઞા કરેલી એટલે પણ માનવી પડી. જેલમાં જઇ આવેલા માણસોને એક વિરલ સત્તા મળે છે !

પણ સૌથી આશ્ચર્યકારક વાત તો એ છે, કે આ ઉપોદ્ઘાત લખાવીને દ્વિરેફે પ્રણાલિકાભંગ કર્યો છે. ઉપોદ્ઘાત હમેશાં વધારે વયોવૃદ્ધ, વધારે પ્રતિષ્ઠિત, વધારે વિદ્વાન વડીલોના હાથે લખાવવાનો રિવાજ છે. હું આ દરેક બાબતમાં દ્વિરેફ કરતાં નાનો છું, અને છતાં તેઓએ મને ઉપોદ્ઘાત લખવા કહ્યું !

પણ આમાં જ દ્વિરેફના સ્વભાવની એક વિશેષતા છે.

આ વાતોના સંગ્રહનો ઉપોદ્ઘાત લખવાની મારી એક લાયકાત છે તે હું નમ્ર અભિમાનથી સ્વીકારું છું. આ વાતો રચાતી ત્યારે હું તેનો અનેક વાર સાક્ષી હતો, અમુક વિષય વાત બને તે પહેલાં મેં અનેક વાર જાણ્યો હતો, અમુક બાબત

કઇ જીવતી વ્યક્તિમાંથી લીધો છે અથવા કઈ વ્યક્તિ માટે છે તેની પણ મને ખબર પડતી; અને તે તે વાત ‘ યુગધર્મ ’ કે ‘ પ્રસ્થાન ’ માં પ્રકટ થાય તે પહેલાં મને મત આપવાનો અધિકાર મળ્યો હતો !

પણ અત્યારે તો મને ઉપોદ્ઘાતના લેખક તરીકે ઉપરીપણું મળ્યું છે એટલે એ હોદ્દાની રૂએ બધા ઉપોદ્ઘાતકારોની જેમ હું પણ આશા રાખીશ કે લેખક આ સંગ્રહમાં જે આશા ઉત્પન્ન કરે છે તેને આવા બીજા સંગ્રહો પ્રકટ કરી પૂરી કરશે !

તા. ૨૫-૧૧-૩૦<br>માદલપુર<br>**અમદાવાદ**

**રસિકલાલ છો. પરીખ**

# એક પ્રશ્ન

સર્વ શાસ્ત્રીઓ કૃપા કરી અહીં આવો અને મારા પ્રશ્નનું નિરાકરણ કરો. ધર્મના, માનસશાસ્ત્રના, સંસારશાસ્ત્રના, રાજનીતિના, પ્રમાણશાસ્ત્રના, નીતિના, અનીતિના, સર્વ શાસ્ત્રીઓ:

આવો શાસ્ત્રી તમ પગલે પાવન થવું રે લોલ,
પ્રાણ રૂંધન્તા પ્રશ્ન પદે ઠાલવું રે લોલ.

⁂

હું બીજી એલ. એલ. બી. નો અભ્યાસ કરતો હતો અને વાંચવાથી કંટાળીને મારે વચલે માળે જે હાથમાં આવ્યું તે પેપર વાંચતો હતો. તેમાં મુંબાઈની ગાયવાડી લેઈનમાં એક માળામાં જરા આગનું છમકલું થયાનું વાંચ્યું અને કાંઈ વાત કરવા જોઈતી હતી માટે કોણ જાણે શા ભોગ લાગ્યા તે મારી બહેનને કહ્યું: "જોયું બહેન, આ મુંબાઈમાં આગનું છમકલું થયું તે."

બહેન: કેમ, છમકલું થયું તેમાં એવું શું જાણવાનું છે? કારણ શું હતું?

હું: માળામાં ધાટી સ્ટવ કરતો હતો અને સ્પિરિટ ઓછો પડ્યો છે જાણી બીજીવાર સળગતા સ્પિરિટમાં બાટલી લઈ

સ્પિરિટ નાખતાં આખી બાટલી સળગી. એ તો સારું થયું કે આસપાસથી માણસોએ આવીને આગ બુઝાવી.

બહેન: હા. આપણા ઘરમાં આવું બનતાં બનતાં રહી ગયેલું તે તમને ખબર છે?

હું: હા. મને ખબર કેમ ન હોય? પણ તને એની ક્યાંથી ખબર?

બહેન: વાહ! આપણો નોકર ડાહ્યલો નવો નવો રાખેલો, તે પણ એવી રીતે સળગતા સ્પિરિટમાં સ્પિરિટ નાખવા જતો હતો. પણ હું પાસે બેઠેલી તે મેં હળવે રહીને તેના હાથમાંથી બાટલી જ લઈ લીધી. જો ઉતાવળી બોલું તો કદાચ ચમકીને એકદમ સ્પિરિટ નાખી દે.

હું: અરે ગાંડી, એ તો હું ત્યાં બેઠો હતો અને મેં જ એના હાથમાંથી બાટલી લઇ લીધી'તી. અને પછી મેં તમને બધાંને સમજાવ્યું કે—

બહેન: લો, રાખો રાખો. એટલું અમે નહિ સમજતાં હોઇએ? મેં ચંદ્રકાન્તમાં વાંચેલું કે કર્ણ નિશાન પાડવા પાછે પગલે જતો હતો અને ત્યાં પછવાડે કૂવો આવ્યો. જો એક પગલું પાછો ખસત તો કૂવામાં પડત. કર્ણના માણસે બોલ્યા ચાલ્યા વિના પેલું નિશાન જ તોડી પાડયું. અને એવી રીતે તરત-બુદ્ધિથી કર્ણને બચાવ્યો. ત્યારથી હું સમજતી કે એવે વખતે બૂમ ન પાડવી. પણ જાતે જ તે સ્થિતિમાં ફેરફાર કરી કાર્ય અટકાવવું.

હું: ઓ હો હો! શું શાસ્ત્રજ્ઞાન છે! ચંદ્રકાન્તમાંથી દાખલો આપ્યો એટલે જાણે થઈ ગયું! એ તો ડાહ્યલાના

હાથમાંથી મેં બાટલી લઈ લીધી હતી અને પછી તમને બધાંને મેં ઈટલીના ચિત્રકારનો દાખલો આપીને આ વાત સમજાવી હતી. એ વખતે પછી તેં કર્ણનો દાખલો આપ્યો હતો.

બહેન : કાંઈ નહિ. આમાં પંચ નીમો. બાને બોલાવો. બા કહે તે ખરું. બા, ઓ બા, આમ આવો.

બા આવ્યાં.

બા : કેમ હીરા, શું છે ?

હું : બા, આપણા ઘરમાં—

બહેન : ના, એમ નહિ ચાલે. તમે તો વકીલાત કરીને આડું અવળું પૂછો અને બા તો બિચારાં ભોળાં છે. હું જ પૂછું છું. બા, આપણા ઘરમાં ડાહ્યલો નોકર હતો અને તેને આપણે કાઢી મૂકયો એ યાદ છે ?

બા : હા; મૂઓ તદ્દન બેવકૂફ. એક વાર સળગતા સ્પિરિટમાં પાછો સ્પિરિટ નાખતો હતો. હું પાસે બેઠી હતી તે તેની પાસેથી મેં તો બાટલી જ લઈ લીધી. ઠીક થયું, ગયો, નહિ તો કાંઈનું કાંઈ નુકસાન કરત.

હું : વળી આ જુઓ. આ તો બેની લડવાડમાં ત્રીજો ખાઈ જાય. હું અને હીરાને એ જ તકરાર ચાલે છે. હું કહું છું મેં ડાહ્યલાના હાથમાંથી બાટલી લીધી અને હીરા કહે છે મેં લીધી. અને તમને પૂછવા બોલાવ્યાં તો તમે વળી જુદું જ કહો છો.

હીરા : કાંઈ નહિ, બા ! એ ભાઈ આપણને નહિ પહોંચવા દે. નાનાંભાભીને બોલાવો. એ કહેશે એટલે સાચું માનશે. ભાભી, ઓ ભાભી !

# દ્વિરેફની વાતો

મારી પત્ની ગૌરી આવી એટલે હીરાએ કહ્યું: કેમ ગૌરીભાભી, આમ આવો. ડાહ્યલાના હાથમાંથી સ્પિરિટની બાટલી કોણે લઇ લીધી એ વાતનો ન્યાય કરો.

ગૌરી : તે કેસની હકીકત જાણ્યા સિવાય શો ન્યાય કરું ? પક્ષકારો કોણ છે ?

હીરા : ભાઈ કહે છે મેં બાટલી લઈ લીધી હતી અને—

ગૌરી : ત્યારે તો તમે હમણાં બોલો માં. હું જ એમની ઉલટપાલટ તપાસ કરું છું. સાંભળો. તમે કહો છો કે તમે બાટલી લઈ લીધી હતી ?

હું : પણ હું તને ક્યાં ન્યાયાધીશ તરીકે સ્વીકારું છું ? અને ન્યાયાધીશથી તે વળી ઉલટપાલટ તપાસ થાય ?

ગૌરી : ના, તે ન્યાયાધીશ નહિ, જાઓ. પણ હું વકીલ તરીકે અને છેવટ પક્ષકાર તરીકે તો પૂછી શકું ના ? બોલો. તમને ખબર છે ? રસોડામાં ચૂલો કઈ જગાએ છે ? અને સ્ટવ કઇ દિશામાં રહે છે ?

હું : એટલે તને બીક લાગતી હશે કે રખેને હું તારા રસોડાના સ્વરાજમાં પગપેસારો કરું ! તેથી આટલી જીવ ઉપર આવીને લડે છે ! પણ મને ખબર છે હોં !

ગૌરી : તમે મારા સ્વરાજમાં પગપેસારો કરશો એવી મને લગારે ય બીક નથી. તે દિવસે બહેને મશ્કરી કરી ત્યારે રોટલી સવળી કે અવળી તે પણ ઓળખતા ન હતા. પણ ખબર હોય તો જવાબ દો.

હું : પૂર્વમાં.

હીરા [ તાળીઓ પાડતાં ] : ખોટું, ખોટું, હાર્યા. ભાભી, તમે ભારે કર્યું. હવે કહો કે બાટલી કોણે લીધી'તી ?

## એક પ્રશ્ન

ગૌરી : કોણે કેમ? મેં લીધી'તી. તે દિવસે બા અને તમે બહાર ગયાં હતાં. હું ઘરમાં એકલી હતી. અને મોટાભાઈને માટે ચ્હા મૂકવાનું કહેલું અને હું ઓચિંતી જઇ ચઢી. ત્યાં તો બેવકૂફ બાટલી હાથમાં લઇને સળગતામાં રેડવા જતો હતો.

હું : જો ન્યાયાધીશ થયાં છે પોતે. આમ તેમ કરીને પોતાને માન ખાટવું છે. અને બીજાની વાતો ખોટી કરવા બધાની ગેરહાજરી બતાવવી છે.

ગૌરી : મેં ક્યારે કહ્યું હતું કે હું ન્યાયાધીશ છું? હું તો પહેલેથી જ પક્ષકાર હતી.

હીરા : કાંઈ નહિ. ત્યારે મોટાભાઇને બોલાવો. હવે આનો ફડચો તો કરવો જ જોઈએ.

હું : હા; મોટાભાઇને બોલાવો.

હીરા : મોટાભાઇ, જરા આમ આવશો ?

મોટાભાઇ : કેમ, છે શું ? સુખે પેપર પણ નહિ વાંચવા દો ?

હીરા : તે અમારે પણ પેપર વાંચતાં જ મુશ્કેલી આવેલી છે માટે બોલાવીએ છીએ.

મોટાભાઇએ આવીને કહ્યું: ઓહો ! આ કોલાહલ શો ? યુરોપનું યુદ્ધ ભજવો છો કાંઇ ?

હીરા : હા ! લગભગ યુદ્ધ જેટલા પક્ષકારો થઇ ગયા છે. એક બે ખૂટતા હશે.

મોટાભાઈ : લ્યો ત્યારે હું પણ પક્ષકાર થાઉં. બોલો શું છે ?

હીરા : ના; આમાં તો ન્યાય કરવો પડશે. પક્ષકાર થયે

કામ નહિ આવે. તકરાર મોટી થઇ પડી છે. હું અને ભાઈ વચ્ચે તકરાર પડી છે.

ગૌરી વડીલને જોઇ ચાલવા જતી હતી તેને પકડી રાખી તે ફરી બોલીઃ લો; ભાભી સાહેબનું દફતરમાં નામ ન નોંધાવ્યું એટલે એ તો રીસાઇને ચાલ્યાં. એમનો પણ દાવો છે અને બાનો પણ દાવો છે. આપણા ઘરમાં ડાહ્યલો હતો તેના હાથમાંથી બાટલી કોણે લઇ લીધી તે સવાલ છે. હું કહું છું મેં લીધી અને ભાઈ કહે છે—

મોટાભાઈ: હા, તે તમે બધાંએ ઘણી વાર એના હાથમાંથી બાટલી લીધી હશે તેમાં તકરાર શી કરો છો? મેં તો માત્ર એક વાર ડાહ્યલાના હાથમાંથી બાટલી લીધેલી. મેં તેને સ્ટવ સળગાવવાનું કહ્યું. તેણે થોડો સ્પિરિટ નાખીને સળગાવ્યો. મેં કહ્યુંઃ 'અલ્યા ઓછો પડશે' એટલે મૂરખો સળગતા સ્પિરિટમાં સ્પિરિટ નાખવાનું કરતો હતો. મેં તેના હાથમાંથી બાટલી લઈ લીધી.

હીરા: આ તો તમે પણ ખરેખર પક્ષકાર થઇ ગયા! હવે કરવું શું?

• બા: હવે મોટાંભાભી બાકી રહ્યાં. એ પણ કહે કે મેં સળગતું બચાવ્યું હતું એટલે થયું. નાટક પૂરું થાય.

બરાબર આ જ વખતે મોટાંભાભી આવી પહોંચ્યાં.

હીરા: ભાભી, આયુષ્ય તો લાંબું છે. બોલો આપણા ઘરમાં સ્પિરિટ સળગાવતાં ડાહ્યલાના હાથમાંથી બાટલી કોણે લઇ લીધી હતી? જો જો, મેં જ લીધી'તી એમ ન કહેતાં.

મોટાંભાભીઃ તમે પણ એ જ વાત કરો છો! હું તો માનું જ છું કે મનોમન સાક્ષી છે. [ મારા સામું જોઇને ]

વિચારસંદેશા ચાલે તેને અંગ્રેજીમાં શું કહે છે? તમે કાંઇ કહ્યું હતું ને?

હું: ટેલીપથી [ Telepathy ].

મોટાંભાભી: હું તો ટેલીપથીને માનું છું. દીનુભાઈને ઘેર બેસવા ગઇ'તી ત્યાં ડાહ્યલાની વાત નીકળતાં મેં હમણાં જ કહ્યું કે એ મૂરખો સળગતા સ્ટવમાં સ્પિરિટ નાખવા જતો હતો તે મેં બાટલી પડાવી લીધી હતી. અને અહીં આવું છું તો તમે પણ એ જ વાત કરો છો! પૂછી આવો વળી ખોટું કહેતી હોઉં તો.

હીરા: પણ ભાભી, આ તો વિચિત્ર ટેલીપથી થઈ. આવી તો દુનિયામાં નહિ હોય. અમે વાત તો એ જ કરીએ છીએ પણ અમે દરેક એમ કહીએ છીએ કે એ બાટલી અમે લીધેલી.

મોટાભાઇ: લો યુરોપીય યુદ્ધ જેટલા પક્ષકારો થઈ ગયા.

હું: પણ ત્યારે આનો નિવેડો શો આવ્યો?

મોટાંભાભી: નિવેડો એ કે બધાંએ હવે ચ્હા પીવી.

હું: પણ બાટલી કોણે લીધી?

મોટાંભાભી: જે ચ્હા પીએ એણે.

*

એ વખતે તો મેં એ નિવેડો સ્વીકારી લીધો. પણ તમને બધા શાસ્ત્રીઓને પૂછું છું: આમાં ખરું કોણ? અને આ ગોટાળાનું કારણ શું?

મને એટલું હો એટલું કહો કથી રે લોલ,
માન્યું અમાન્યું હો સત કાં થતું નથી રે લોલ?
ધાર્યું અધાર્યું હો સત કાં થતું નથી રે લોલ?

## રજનું ગજ

શીશી ઉપર નામ વાંચી ખાટલામાં સૂતાં સૂતાં દરદીએ કહ્યું: "એ જુવારી ? યે કયા કિયા તુંમને ? કિસકા નામ લિખાયા ?"

જોહારમલ્લ અને બ્રિજકિશોર એ બે સાંધાવાળાનાં પુરબિયાં નામો આ વિરમગામના પાટીદારોને અઘરાં પડતાં હતાં તેથી, અને પરદેશમાં મશ્કરી કરવા થાય તેથી, કુટુંબમાં તેમને જુવાર બાજરી કહેતા. જુવારીએ જવાબ આપ્યો: "સાબ, મેં તો આપકા નામ ભૂલ ગયા ઈસસે બાબુજીકા નામ લિખાયા. ઈસ વજેસે કુછ નુકસાન નહિ હોગા. હકીકત બરાબર કી હે."

"કેમ ભાઈ, શું થયું ?" કહેતો એક જુવાન ઘરમાંથી બહાર નીકળ્યો.

"આ તારી જુવારીએ ડૉક્ટરને ત્યાં મારે બદલે તારું નામ લખાવ્યું. આખો દેશ જ બેવકૂફ છે."

બન્ને ભાઈઓ ખૂબ હસ્યા. નાનાએ કહ્યું: "એ જુવાર બાજરીમાં જુવાર બાજરી જેટલી યે અક્કલ નથી."

## રજનું ગજ

મોટાભાઈ રમણલાલને નિશાળમાં ઉનાળાની રજા પડી હોવાથી રજા ગાળવા તે પોતાના ભાઈ મણિભાઇને ત્યાં આવ્યો છે. મણિભાઈ મહેશાનપુરનો સ્ટેશન માસ્તર છે. રજાઓ પૂરી થવા આવી ત્યારે જ બરાબર રમણલાલને ટૂંટિયું થયું. તેથી તેણે ગામના ડૉકટર પાસે જુવારી સાથે દવા મંગાવેલી હતી.

મણિભાઇએ કહ્યું: "કાંઈ નહિ ભાઈ. એ તો ટૂંટિયાની એક જ દવા આપે છે. આ દવા પી જાઓ. કાલે ડૉકટર નીકળવાનો છે તેની પાસેથી દવા લઇશું."

બધે ટૂંટિયાના વાયરા હતા તેથી રેલ્વે ડૉકટર ટ્રેઇનમાં એકાંતરે ફરતો.

બીજે દિવસે મણિભાઇએ દવા માગી.

"કિસકે લિયે ?"

"બડાભાઇ આયા હૈ ના ! ઉસ્કે લિયે."

"અચ્છા !"

"ઓર ઉસ્કા વેકેશન ભી પૂરા હોતા હૈ. ગઈ પરમું તો ઉસકો જાનેકા થા."

"કુછ ફિકર નહિ. મેં કેસ કરતા હું. નામ કયા ?"

"રમણલાલ."

ડૉકટરે આર. પી. પટેલ મોટેથી બોલતાં ટૂંકમાં લખ્યું અને ધંધો વગેરે પોતાની મેળે પૂરી લીધું. મણિભાઇ ડબાની બારીમાંથી ઊભો ઊભો જોતો હતો તેણે કહ્યું: "ભાઈકી ઉમ્મર તો પેંત્તીસ વરસકી હૈ. તીસ તો મૈં હું."

"અચ્છા, લેકિન દોનો ભાઇ બહુત જુવાન દિખા જાતા હૈ. ઉમ્મરસે કુછ ખોરાક (ડોઝ)મેં ફરક નહિ હોતા હૈ."

પોતે હોય તે કરતાં ઓછી ઉમ્મરનો દેખાય છે એ સૌભાગ્ય કોને નથી ગમતું ?

રમણલાલ ચંડીસરની મુખ્ય મ્યુનિસિપલ નિશાળનો હેડમાસ્તર હતો. શિક્ષક તરીકે કામ ઘણું સારું કરતો, વિદ્યાર્થીઓનો ખાસ પ્રિય હતો, ગામમાં ઘણાં વરસથી રહી લોકોમાં ઓળખાણ પિછાણવાળો થયો હતો, બોલવામાં જરા બટકબોલો હતો, અને તેથી જ તેની સાથેના માણસોમાં જેમ કેટલાકનો પ્રેમપાત્ર તેમ કેટલાકનો તિરસ્કારપાત્ર પણ થયો હતો. ઉપરીઓ સાથે તેને આ કારણથી બનતું નહિ. અસહકાર શરૂ થયો કે તરત જ તેણે અસહકારનો ઝંડો ઉડાવ્યો અને પોતાની વગથી અને તનતોડ મહેનતથી નવી રાષ્ટ્રીય શાળામાં ઘણા વિદ્યાર્થીઓ આણ્યા અને શાળાનું કામ સરસ રીતે ચાલવા માંડયું. આથી તેને શાળાની વ્યવસ્થાપક સમિતિમાં રાખવો પડયો હતો, જો કે તે બીજા વ્યવસ્થાપકોને ગમતી વાત નહોતી.

રજાઓ પૂરી થઈ અને શાળા જુન માસમાં ઊઘડી છતાં રમણલાલ ન આવ્યો. શાળાની વ્યવસ્થાપક સમિતિ ત્રીજે દિવસે મળી અને સમિતિના સભ્યોને, આજે માસ્તર નહિ આવ્યાથી શાળામાં કેમ ચાલે છે, ત્યાં કાંઇ તરત કરવા જેવું છે કે કેમ, એમાંનો એકેય વિચાર આવતો નહતો. તેઓ તો માત્ર રમણલાલ વિશે જ અનેક વિચારો કરવામાં મશગૂલ હતા.

મગનલાલ : લ્યો જોયું ! પહેલા જ વેકેશનમાં ન આવ્યા !

છોટાલાલ : હું તો કહેતો હતો કે એ કાઠિયાવાડીનો વિશ્વાસ જ ન કરવો.

વિરમગામીને એ ખાસ ગેરફાયદો છે. કાઠિયાવાડીઓ તેને ગુજરાતી તરીકે અને ગુજરાતીઓ તેને કાઠિયાવાડી તરીકે લુચ્ચો ધારે છે.

મિ. દુર્ગાશંકરે ઘડપણને લીધે વકીલાત છોડી દીધી હતી તે બોલ્યાઃ મારો પહેલેથી જ માસ્તરને સમિતિમાં લેવા સામે વાંધો હતો. સ્કૂલની ઉપરની દેખરેખનું કામ સમિતિનું છે અને માસ્તર સ્કૂલના કામ માટે જવાબદાર છે તેમને સમિતિમાં ન જ રાખી શકાય.

છોટાલાલ : તે તારમાં શું લખે છે ?

મગનલાલ : તા. ૧૭ મી સાંજે ટૂંટિયું થયું એમ લખે છે.

દુર્ગાશંકર : તે મહેરાનપુર ક્યાં આવ્યું ? ત્યાં શું કરતા હશે ?

છોટાલાલ : મધ્ય હિંદમાં નાનુંશું સ્ટેશન છે. ત્યાં તેનો ભાઇ સ્ટેશન માસ્તર છે. ત્યાં આપણા લોકો જબરા વેપારી છે તેમની સાથે ખટપટ કરી શિક્ષક રહી જશે અને પછી વેપારમાં પડશે. તેમાં ભાઈસાહેબ રોકાયા હશે.

દુર્ગાશંકર : આ લોકો તો અસહકારમાં કમાવા જ આવે છે.

એટલામાં રમણલાલ માસ્તર જરા ઠીંગાતા ઠીંગાતા આવ્યા. બધાએ 'આવો' 'આવો' કહ્યું અને પછી પોતાના મનના વેગને પ્રત્યાઘાત લાગ્યો હોય તેમ થોડી વાર ચૂપ રહ્યા. છેવટે મગનલાલે કહ્યુંઃ માસ્તર, કાંઈ ટૂંટિયું બરાબર શાળા ઊઘડવા ઉપર જ થયું ?

રમણલાલ : હા. એ બાજુ સખત વાયરા છે. કોઈ ઘર ખાલી નથી, અને કોઇને છોડતું નથી. હું નીકળ્યો તે રાતે મારાં ભાભીને શરીર દૂખતું હતું. ઠીક, પણ નિશાળનું કેમ છે ? હું તો પરભાર્યો આવ્યો છું. નવો શિક્ષક રાખવાનો હતો તેની અરજીઓ આવી છે ? શિક્ષકો બધા હાજર થયા છે ? શાળામાં સંખ્યા કેવી છે ?

દુર્ગાશંકર : તમે પોતે મોડા આવ્યા પછી બીજાનું તો કહેવું જ શું ? અને બીજાને શું કરી શકાય ?

રમણલાલ : શું કરી શકાય કેમ ? બધુંય કરી શકાય. અને મને પણ કરી શકાય. હું તો શાળાનું પૂછવા જ આવ્યો હતો. લ્યો જાઉં. અને મારી રજા બાબત તમારે જે વિચાર કરવો હોય તે કરો.

દુર્ગાશંકર : ના, એમ તો શાળાના સર્વ કામ માટે તમે જવાબદાર છો છતાં સમિતિમાં શાળાની ચર્ચામાં તમે રહો જ છો ના ?

રમણલાલ : એટલે ? મારે સમિતિમાં ન રહેવું એમ તમારું કહેવું હોય તો હું ન રહું !

છોટાલાલ : ના, ના, અમે ક્યાં એવું કહીએ છીએ ? કેમ મગનલાલ ! આપણે ક્યાં એવું કહીએ છીએ ?

મગનલાલ : ના, આપણે ક્યારે એમ કહીએ છીએ ? બીજી કોઈ જગાએ રાષ્ટ્રીય શાળાના મહેતાજી સમિતિમાં નથી અને તમે છો, છતાં અમે ક્યાં વાંધો લઇએ છીએ ?

દુર્ગાશંકર : ના, સરકારી શાળામાં વેકેશન પછી શિક્ષક નિશાળ ઊઘડતાં હાજર ન થાય તો તેની આખી રજા કપાતે પગારે ગણાય છે.

રમણલાલ : પણ રજા સંબંધી નિયમો થવા જોઇએ એમ તો હું કહેતો જ આવ્યો છું. એમ ન હોવાથી દરેક રજાની અરજી મારે સમિતિ પાસે લાવવી પડે છે. રજાના નિયમોની ચર્ચા ચાલતી વખતે તમે જ—

દુર્ગાશંકર : ના, પણ હજુ બધું સ્થિર થાય પછી જ રજાના નિયમો ઘડી શકાય. હજુ આપણી સંસ્થા તો ઊછરતી છે.

મગનલાલ : મારા સાળાને ન્યુમોનિયા થયેલો અને સિવિલ સર્જનનું સર્ટિફિકેટ રજૂ કર્યું, તો પણ હાજર ન થવાના સબબથી આખી રજા કપાતે પગારે ગણાઇ અને આખી સર્વિસને ધક્કો પહોંચ્યો. તમે જાણો જ છો તો !

રમણલાલ : તે તમે કહો તો હું પણ સર્ટિફિકેટ રજૂ કરું. પણ તેની જરૂર છે ? તમે જુઓને આ મારા સાંધા હજુ સૂઝી ગયેલા છે.

માસ્તરે પગ અને હાથનાં આંગળાં બતાવ્યાં પણ કોઇએ સામું ન જોયું. એક માણસ જુઠ્ઠો છે એમ માનવાનો માંડ મળેલો પ્રસંગ પાછો ખોટો પડી જાય ના !

છોટાલાલ : ના. અમને કયાં વહેમ છે ? આપણે કયાં એવા સરકારી ધારાના બંધાયેલા છીએ ?

છેવટે માસ્તર ઉપર શક નથી એમ અનેક વાર કહીને નક્કી કર્યું કે માસ્તરે રેલ્વે ડૉકટરનું સર્ટિફિકેટ તો રજૂ કરવું.

આઠ દિવસ પછી એ જ બાબત ભરાયલી સમિતિમાં નીચે પ્રમાણે ચર્ચા ચાલી.

દુર્ગાશંકર ચશ્માં ચડાવી હાથમાં તાર અને સર્ટિફિકેટ રાખી બોલ્યા: રહો. તમે તા. ૧૭ મીએ માંદા પડયા. ટૂંટિયું ન થયું હોત તો તમે અહીં વખતસર આવી શકત ખરા ?

રમણલાલ : હા, ૧૭ મીની રાત્રે મહેરાનપુરથી નીકળત તો અહીં ૧૮ મીની બપોરે આવત અને સ્કૂલ ૧૯ મીએ ઊઘડી.

દુર્ગાશંકર : ઠીક, પણ ત્યારે તમે દવા ઠેઠ ૧૯ મીએ કેમ લીધી ?

રમણલાલ : ૧૮મીએ રેલ્વે ડૉકટરને નીકળવાનો વારો

નહોતો એટલે ૧૮ મીએ ગામના ખાનગી ડૉક્ટર પાસેથી લીધી. અને ૧૯મીએ રેલ્વે ડૉક્ટરની લીધી.

દુર્ગાશંકર : તમારા ભાઇનું નામ શું ?

રમણલાલ : મણિભાઈ. કેમ તેનું શું છે ?

છોટાલાલ [ ખડખડાટ હસતો ] : હું સાન્ટાક્રુઝ રહેતો, ત્યારે મારી પાડોશમાં એ ભાઇઓ રહેતા. બન્નેના ઇનિશિયલ એક એટલે એક જ રેલ્વે પાસથી મુસાફરી કરતા.

રમણલાલ : તે તમે મારા ઉપર આવો હલકો વહેમ લાવતાં શરમાતા નથી !

મગનલાલ : તે હું ક્યાં કહું છું કે તમે એમ કર્યું છે ?

દુર્ગાશંકર : માસ્તર, તમારો કેસ કોણે કઢાવેલો ?

રમણલાલ : મારા ભાઇએ જ.

દુર્ગાશંકર : ત્યારે આમાં ૩૦ વરસ કેમ લખ્યાં છે ? તમને તો ચોખ્ખાં ૩૫–૩૭ છે. ફરીવાર પરણવું છે કે શું ?

રમણલાલથી પણ હસ્યા વિના રહેવાયું નહિ. તેણે કહ્યું: તે તો હું શું જાણું ? કંઈ સરતચૂક થઇ હશે. આટલી ઉલટ તપાસ કરો છો તે કેમ કાંઈ હું ગુનેગાર છું શું ?

દુર્ગાશંકર : ગુનેગાર તો નહિ પણ આમાં તો તા. ૨૩મી સુધી દવા લીધી છે. તમે ૨૧મીથી તો અહીં છો !

રમણલાલ : તે તો ગમે તેમ થયું હોય. પણ તે ઉપરથી તમારે કહેવું છે શું ? શું મેં સર્ટિફિકેટ ખોટું બનાવ્યું ?

મગનલાલ : રેલ્વેમાં કંઇક ગોટાળા થાય છે. તેનું કાંઈ કહેવાય નહિ.

રમણલાલ : ત્યારે તમે મંગાવ્યું શા માટે ? તમે પોતે

જોઈ શકતા હતા કે મારા સાંધા સૂઝેલા હતા. અને તે વખતે કહ્યું હોત તો ગમે તે સ્થાનિક ડૉકટર પણ સર્ટિફિકેટ આપી શકત. અહીં આવ્યો ત્યારે પણ મને અસર પૂરેપૂરી હતી.

છોટાલાલ : તેમાં પાછા ચીડાઓ છો શાના ? પૂછીએ એટલામાં ? આ તો બસ કાંઇ પૂછાય જ નહિ !

રમણલાલ : તો ત્યારે તમારે માનવું હોય તે માનો. લખો કે રજા કપાતે પગારે ગણવી.

દુર્ગાશંકર : અમારે કાંઈ પગાર કાપવો નથી. પણ જાહેર સંસ્થા રહી માટે વહેમ ન પડે તેવું કરવું જોઇએ. તમે ત્યાંના ખાનગી ડૉકટરનું સર્ટિફિકેટ મંગાવોને.

રમણલાલ : એ તો નથી મંગાવાય એમ. સાંધાવાળાને મારું નામ યાદ નહિ રહ્યાથી તેણે મારા ભાઈનું નામ કેસમાં લખાવેલું.

મગનલાલ અને છોટાલાલ ખડખડાટ હસી પડયાઃ જોયું અંદરથી શું નીકળ્યું !

રમણલાલ : ત્યારે તમને મારા કહેવા ઉપર વિશ્વાસ જ નથી એમ કહોને. એમ હોય તો મારે રાજીનામું આપવું જોઇએ.

મગનલાલ : હા, એટલે આખા ગામમા ખટપટ કરો ને પ્રિન્સિપાલને ધક્કો લગાડો.

દુર્ગાશંકર : તમને ખબર છે ? લોકો પાસે નિશાળ ચલાવવાની જવાબદારી અમે લીધી છે. અમારે અમારા નાક સામું ય જોવું ના !

રમણલાલ : પણ જો હું જુઠો જ હોઉં તો મને રાખ્યાથી એ જવાબદારીમાંથી શી રીતે મુક્ત થશો ?

છોટાલાલ : ભાઈ જવા દો ને આ વાત જ. હું તો

સર્ટિફિકેટ મંગાવવાની યે વિરુદ્ધ હતો. કોઠી ધોયે કાદવ નીકળે. આ બધા કાગળો ફાઇલ કરી દો ને રજા મંજૂર કરો.

રમણલાલ: તમારે મારી વાત માનવી નથી, મને ખોટો ઠરાવવો છે અને છતાં મને જગા ઉપર રાખવો છે. એ રીતે મારે નથી રહેવું. મારે વેકેશનનો પગાર પણ નથી જોઈતો.

રમણલાલ રાજીનામું આપી ચાલ્યો ગયો.

સાંજે તેની જૂની નોકરીના મિત્રો મળવા આવ્યા અને તેમણે રાજીનામાની અફવાની વાત કરી. રમણલાલે બધી હકીકત કહી સંભળાવી. તે મિત્રોએ કહ્યું કે તેઓ તો પહેલેથી જ જાણતા હતા કે અસહકારનું ધતિંગ ચાલવાનું નથી, તેમાં બધા લુચ્ચાઓ જ ભેગા થયા છે. વળી તેમણે ઘણી જ ખાનગી રીતે કહ્યું કે દુર્ગાશંકરે કેસમાં કાંઈ ગોટાળો કરેલો તે બાબત તેના પર કામ ચાલવાનું હતું માટે તે પ્રેકૂટિસ છોડીને અસહકારી થયો. મગનલાલ અસહકારના પૈસા ઉપર વેપાર ચલાવતો હતો, અને છોટાલાલ બદમાશ હતો. રમણલાલે દલીલથી અને દૃઢતાથી બતાવ્યું કે આ દરેક જૂઠું છે એટલું જ નહિ પણ અશકય અને અસંભવિત છે. પણ તેઓ સર્વ આ અને આથી બીજી ગમે તેવી અને ગમે તેટલી વાતો અસહકારીઓની વિરુદ્ધ માનવા તૈયાર હતા પણ રમણલાલને ટૂંટિયું થયું હતું એ વાત લેશ પણ માનવાને તૈયાર નહોતા તે તેમનાં મોં પર સ્પષ્ટ જણાતું હતું. આથી ગામમાં અનેક ગપ્પાં ચાલ્યાં અને બે દિવસમાં ગામનાં છોકરાં પણ વાતો કરવા લાગ્યાં કે માસ્તરે પગારની ચોરી કરી!

છેવટે કાયર થઈને માસ્તર પોતાના ભાઈની મદદથી મહેરાનપુરના વેપારીઓ સાથે રહ્યા. તેના ભાઈએ ઘરને માટે

રમણલાલના જ કેસ નીચે બે વખત ટૂંટિયા માટે દવા લીધેલી એ જાણવામાં આવ્યું. પણ તે કોણ માને ? અને હવે મનાવીને યે શું ?

ચંડીસર ગામ તો માસ્તરના જવાથી અપૂર્વ હર્ષ અને ઉત્સાહમાં આવી ગયું. માસ્તર લુચ્ચા હતા, વિરમગામ કાઠિયાવાડમાં નથી છતાં તે કાઠિયાવાડી હતા, કાઠિયાવાડીઓ લુચ્ચા હોય છે, માસ્તર પહેલેથી જ મહેરાનપુરના વેપારીઓ સાથે રહેવાની પેરવી કરતા હતા, તેમણે નિશાળને પાયમાલ કરવાને માટે સહકારીઓ જોડે ખટપટ કરેલી: એમ સમિતિના સભ્યોને મન સિદ્ધ થઈ ગયું; અસહકારીઓ લુચ્ચા છે, સ્વાર્થી છે, તેમનામાં કોઈ સારો માણસ ટકી શકવાનો નથી, એક અસહકારી માસ્તરે ખોટું સર્ટિફિકેટ મેળવ્યું, એમ સહકારીઓને મન સિદ્ધ થઈ ગયું. ઉત્સાહ એટલો વધી પડચો કે બન્ને પક્ષે બે સ્થાનિક અઠવાડિકો કાઢવાનો તે જ દિવસે નિશ્ચય કર્યો.

કોઈ માનવ હીણો છે, નીચ છે, એવા ભાનથી નિષ્પન્ન થતો પરમ રસ, જે કવિઓએ અનુભવ્યો નથી કે ઓળખ્યો નથી, તે રસમાં આજે આખું ગામ નાહી રહ્યું છે. માનવજીવનને સુલભ એ જ મહાન રસ છે!!!

# જમનાનું પૂર

સાંજે, ગાંડા વેગથી વહેતા જમનાના પૂર સામું જોઇ, અને પછી હાથમાં ઝાલેલા દીવાવાળા પડિયા સામું જોઈ, તે મનમાં બોલીઃ " આજે ઘણા દિવસનો મનોરથ પૂરો થશે." થોડી વારે કાંઠા ઉપર દોરડું બાંધી પડેલા મછવા તરફ જોઈ તેણે કહ્યુંઃ " માછીડા, હોડી પૂરના મધ્યમાં લઈ જા."

એક જુવાન માછી બોલ્યોઃ " આજે હોડી નહિ ચાલે. આવું પૂર મેં જિંદગીભર કદી જોયું નથી. "

એક આધેડ વયનો માછી બોલ્યોઃ " પચીસ વરસ ઉપર આવું પૂર આવ્યું હતું અને અમે ના પાડી છતાં એક મછવો ગયો હતો તે પણે જઇને ઊંધો વળી ગયો. " તેણે આંગળી ચીંધી તે જગા બતાવી.

કોઈ માછીના મોં પર હા ન જોઈ તે ટોળામાંથી ઝપાટા-બંધ અદૃશ્ય થઈ ગઈ.

સાંજે હમેશની જેમ જમનાની આરતી થવા લાગી. અનેક સ્ત્રીઓ નાના પડિયામાં દીવા કરી ઘાટ ઉપરથી પાણીમાં પડિયા તરતા મૂકતી હતી. કોઈ પવનથી, કોઈ પાણીના

વેગથી, કોઇ માછલાંની ઝાપટથી ધક્કેલાઈ અનેક પડિયા જમનાના પ્રવાહ ઉપર જઇ તરતા હતા. કોઇ તણાતા, કોઈ સ્થિર, કોઈ ડગતા, કોઈ નાના, કોઇ મોટા, ક્યાંક ભેગા, ક્યાંક છુટાછવાયા અનેક દીપોથી ઘેલી કાલિન્દી આજે મેઘકલુષિત સ્વર્ગગંગાને જાણે હસતી હતી.

ત્યાં પણે દૂર એ મોટો દીવો પ્રવાહ મધ્યે થઈ શેનો ઓલાયો ? પાછો બીજો એવો જ દીવો થઇ ઓલાયો !

એ જગાએ જમનાનો ઘાટ ફાચરની પેઠે અંદર પેસી ઠેઠ જમનાના મુખ્ય પ્રવાહ સુધી પહોંચેલો હતો. અને ત્યાં તે બેઠી બેઠી પ્રવાહ મધ્યે પોતાનો દીવો તરતો મૂકવાનો પ્રયત્ન કરતી હતી. તેના એ પ્રયત્ન નિષ્ફળ ગયા. તેણે ત્રીજો આદર્યો. એક લાંબી પાતળી લાકડીને છેડે તેણે દોરી લટકાવી ત્યાં સળગતો દીવો બાંધ્યો ને લાકડી ઠેઠ પ્રવાહ ઉપર લઈ જઈ દીવો પાણીમાં તરતો મૂક્યો અને પ્રવાહમાં તણાતા દીવા ઉપર જરા લાકડી નમાવી. તેનો દોરો એ દીવે જ બાળી લાકડી ઉપાડી લીધી. આ વખતે દીવો બરાબર છૂટો થઈ પ્રવાહ મધ્યે પડી વેગભર ચાલવા માંડ્યો.

તે સમયે આરતી થતી હતી. કાલિન્દીના ધમધમતા પૂર ઉપર તરવરતા દીવા મેઘલી રાતમાં આગિયા જેવા દેખાતા હતા. સાત વાટવાળી આરતી ઉતારાતી હતી તે જાણે ફેણે ફેણે મણિવાળો કાલીય નાગ આ સુંદર દૃશ્યને જોઈ ડોલતો હોય તેમ લાગતું હતું. સર્વ સ્ત્રીઓ આ અદ્દ્ભુત દશ્યની સુંદરતા, ભવ્યતા અને ભક્તિમાં લીન થઇ આત્મભાન ભૂલી સ્તબ્ધ ઊભી હતી.

પણ તેના વિચાર જુદા જ હતા. ઘણા દિવસનો મનસૂબો આજે પાર પડેલો જોવા તે તલપાપડ થઇ રહી હતી. “ મારો દીવો સૌથી જુદો છે, સૌથી મોટો છે, સૌથી વધારે વખત ચાલશે, આટલા પ્રવાહની મધ્યમાં મારો દીવો દૂરમાં દૂર જશે અને કેટલેય સુધી દૂર દૂરનાં ગામો એને જોઈ વિસ્મય પામી કહેશેઃ ‘ અહો ! આનો દીવો કેવો છે ! ’ ”

આરતી પાસે બધા દીવા કોણ કોના છે ક્યાં છે એની તથા વિના એક બીજાને શોભાવતા જુદા જુદા વેગે જતા હતા ત્યારે તેનો દીવો એકલો રણવગડામાં એકલા ખજૂરીના ઝાડ જેવો તણાયે જતો હતો. સર્વ સ્ત્રીઓ દીવાની મમતા મૂકી આખા દશ્યના સૌંદર્યમાં લીન થતી હતી ત્યારે તે એક ખૂણે, પોતાના દીવાની પેઠે એકલી ઊભી ઊભી માત્ર પોતાનો જ દીવો જોતી હતી.

દીવો દૂર ગયો. દૂર જતો જોવા માટે તે ખૂણા ઉપરના મંદિર ઉપર ચઢી. તેથી પણ દૂર ગયો અને તે મંદિરના ઘુમ્મટ ઉપર ચઢી. તેથી પણ દૂર ગયો અને તે મંદિરના શિખર ઉપર ચઢી. “ દીવો ક્યાં ગયો ? જે દીવાને જોઇ દૂરનાં ગામો વિસ્મય પામવાનાં છે તે મારો દીવો ક્યાં ગયો ? ” દીવો જરા નદીના વાંકમાં વળ્યો તે જોવા તે જરા એક તરફ વાંકી વળી. તેનો પગ લપસ્યો અને જે કાલિન્દીએ કૃષ્ણને જરા માર્ગ આપ્યો હતો તેણે, પોતામાં તરતા કાચબા અને માછલી જેટલી, પોતા પર તરતા નાના મોટા દીવા જેટલી, અરે, તેણે મૂકેલા પેલા દૂર જતા દીવા જેટલી પણ દરકાર કર્યા વિના તેને પોતામાં ગૂમ કરી દીધી, અને કોઇએ જાણ્યું પણ નહિ.

તેનો દીવો કેટલે ગયો તેની કશી ખબર કોઈને પડી નહિ. તે દીવો માત્ર તે એકલી જોતી હતી.

આજે કાલિન્દીએ ધ્યાનસ્થ યોગી જેવા અનેક ઉચ્ચ પર્વતોના પગ ધોયા છે, આજે કાલિન્દીએ જગતનો કેટલોય મેલ પોતાના વેગમાં ખેંચી તેને દરિયામાં લુપ્ત કર્યો છે, આજે કાલિન્દીએ તટ ઉપરનાં કેટલાંય ખેતરોને ફળદ્રૂપ કર્યાં છે, આજે કાલિન્દીએ કેટલાય દીવાઓ વક્ષસ્થલ ઉપર ધારણ કર્યા છે—કદાચ તેનો દીવો પણ ધારણ કર્યો છે, પણ "મારો દીવો સૌથી આગળ જઈ સર્વને વિસ્મિત કરશે" એટલો મનોરથ સિદ્ધ થયો દેખાડવા જેટલો સદ્દભાવ કાલિન્દીએ તેના તરફ બતાવ્યો નહિ !

જગતનાં પૂરનો હેતુ શું હશે ?

# સાચી વારતા

અથવા

## હિંદુ સમાજના અંધારા ખૂણામાં દષ્ટિપાત

મેં કહ્યું: "હવે તો વખત નથી જતો. રાત પડી છે ને સ્ટેશને પણ કાંઈ માણસોની ચઢ–ઊતર થતી નથી કે એ ઘડી જોઇને મન વાળીએ."

પેસ્તનજીએ કહ્યું: "એ વાંક બધો તમારો છે. અમે હોત તો સેકન્ડ ક્લાસમાં બેસત અને સૂવાનું મળત." પેસ્તનજી દારૂ ખાતાના ઈન્સ્પેક્ટર હતા.

મેં કહ્યું: "પણ અમારા કેળવણી ખાતાનો વહીવટ છે કે સેકન્ડનું ભાડું ન ભરવું. મારા પહેલાંના મિસ્તર હતા તે તો બિલકુલ ટિકિટ જ ન લેતા. હું થર્ડની તો લઉં છું."

મી. સૈંધા બોલ્યા: "ટિકિટ ન લેતા પણ બેસતા તો સેકન્ડમાં કની? ટિકિટ તો હું પણ નથી લેતો." મી. સૈંધા પોલીસ ઈન્સ્પેક્ટર હતા.

અંગ્રેજી ભાષાનો લાભ લઈ ડૉ. ભિડે બોલ્યા: "પેલી બૈરીઓ પણ મોઢું ઢાંકીને બેઠી છે. ખુલ્લું રાખે તો જરા મોં સામું જોઈને પણ વખત કાઢીએ." સ્ત્રીનું શરીર

માંસમજ્જાનું બનેલું છે એવા જ્ઞાનથી વૈરાગ્ય આવે છે એમ શાસ્ત્રોમાં કહ્યું છે તે ડૉકટરે ખોટું પાડયું.

મી. સેંધા [અંગ્રેજીમાં]: " રહેવા દો ને. મોં ઉઘાડશે ને કદાચ કદરૂપું નીકળશે તો બેસવું ભારે થઈ પડશે. એ કરતાં આ જ ઠીક છે."

મી. પેસ્તનજીઃ " આ મી. કેશવલાલ આપણને થર્ડ કલાસમાં લઈ આવ્યા છે. મૂળ ગુનો એમનો છે માટે એમણે હવે વારતા કહેવી જોઈએ."

મી. સેંધા અને ભિડેઃ " હા. હા......"

મેં કહ્યું: " ભલે."

મી. ભિડેઃ " પણ પંતુજી જેવી નહિ. અંદર બૈરીઓ આવવી જોઇએ."

" કબૂલ." મેં શરૂ કર્યું.

" મારે મી. વિજયરાયની સાથે તકરાર થઇ એટલે એમણે ખટપટ કરી મારી બદલી ભાંડરવા વિભાગમાં કરાવી. આ વિભાગ એટલો જંગલી છે કે અમે એને કાળું પાણી જ કહીએ છીએ. મારે તો ત્યાં મી. હેરિસનની સાથે ઓળખાણ થઇ એટલે ઊલટો ફાયદો થયો. એ વખતે મી. હેરિસન આસિસ્ટન્ટની જગા ઉપર હતા. અત્યારે તો એ બહુ હોશિયાર ઑફિસર ગણાય છે પણ તે વખતે તો નવાસવા હતા. ચોવીસેક વરસના હતા. શિકારના શોખીન, એટલે એ બાજુ કેંપ કરવો એમને બહુ ગમતો. આખો દિવસ શિકારમાં ફર્યા કરે અને સાંજે આવી કારકૂન કહે ત્યાં બિલાડાં ચીતરી આપે. પણ સેશન્સ કેસ આવે ત્યારે નછૂટકે આખો દિવસ કામ કરવું પડે. એવો એક સેશન્સ

કેસ આવ્યો હતો. એસેસરમાં મને અને તેલગઢના એક વાણિયાને બોલાવ્યો હતો. અમે ગયા અને બરાબર ૧૧ વાગે કેસ શરૂ થયો.

“ તહોમતદારમાં બે બાઇઓ ઘુંઘટા તાણીને બેઠેલી હતી. એકે કાળો સાળુ પહેરેલો હતો અને આધેડ દેખાતી હતી. બીજીએ લાલ સાળુ પહેરેલો હતો અને જુવાન દેખાતી હતી. કેસમાં સાક્ષીઓ ઘણા થોડા હતા. પહેલાં મંજીરગઢના પોલીસ કૉન્સ્ટેબલની જુબાની લેવાઈ. તેણે કહ્યું: ‘ મરનાર કેશરીસિંહ તજેસિંહને ઓળખું છું. તેનું ઘર ગામ બહાર થોડે દૂર ગામથી ઇશાન ખૂણામાં આવ્યું. મારા થાણાથી તે ત્રણસેં ડગલાં દૂર થાય.—અહીં તેણે ગામનો, થાણાનો અને મૈયતના ઘરનો નકશો રજૂ કર્યો—ગુનાની તારીખે હું થાણા પર હતો. રાત્રે ૯–૧૦ વાગે મરનારના ઘરમાંથી મેં એકદમ ચીસ સાંભળી. ચીસ તહોમતદાર નં. ૨ બાઇ હરિની હતી. ‘દોડો રે દોડો મારી નાખ્યા ’ એવી ચીસ હતી. તે ઉપરથી હું દોડયો. ઘરમાં જઇને જોઉં છું તો મરનાર બેભાન અવસ્થામાં તેના ઘરમાં પડેલો હતો. બાઈ હરિ ચીસો પાડી રડતી હતી. બાઇ રૂખી હેબકાઇ ગયેલી બેઠી હતી. બાઈ રૂખી મરનારની જૂની ઓરત થાય અને બાઈ હરિ તેની નવી ઓરત થાય. મરનારને તેની જૂની ઓરત સાથે બનતું નહોતું તેથી તેને બાર મહિને દસ રૂપિયા આપવા કરી જુદી કાઢી હતી. ’

કોર્ટ: “ કયારથી અણબનાવ હતો અને કયારથી જુદી કાઢી હતી ? ”

જવાબ: “ અઢી વર્ષ ઉપર કેશરીસિંહ આ નવી બૈરી હરિને લઈ આવ્યો ત્યારથી તેને જુદી કાઢી હતી. ”

કોર્ટ: "બાઇ હરિને તે ક્યાંથી લાવ્યો ?"

જવાબ: "તે હું જાણુતો નથી."

કોર્ટ: "બાઇ હરિને તમે ખૂન વિષે તે જ વખતે કાંઈ પૂછેલું ?"

જવાબ: "હાજી. તેણે કહ્યું કે મને મારી મોટી બહેનની દયા આવી. તેથી મેં એમને સમજાવ્યા કે આજ તેને કાંઈ બહાનું કાઢી નોતરું દો. પછી હું ઘરમાં રાંધતી હતી. મારા ધણી ઘરમાં બેઠા બેઠા હોકો ભરતા હતા. તે લાગ જોઇને મારી શોકયે મારા ધણીની તલવારથી મારા ધણીને માર્યો. એ પ્રમાણે બાઇ હરિએ મને કહેલું."

કોર્ટ: "તમે બાઈ રૂખીને કાંઇ પૂછેલું ?"

જવાબ: "હાજી; પણ તેણે કાંઇ જવાબ આપ્યો નહોતો. મેં બાઇ રૂખીને કબજે કરી થાણામાં મોકલી. ગામના પંચોને બોલાવી પંચકચાસ કરાવ્યો તે રજૂ કરું છું. મરનારને ડૉકટરને ત્યાં મોકલ્યો. આ કપડાં મૈયતનાં છે. તલવાર ત્યાં પડી હતી તે છે. આ માટલામાં ભરેલી ધૂળ ગુનાવાળી જગામાંથી મેં લેવરાવી તે છે."

કોર્ટ: "ત્યારે બાઇ હરિને શા માટે અને ક્યારે કેદ કરી ?"

જવાબ: "ઇન્સ્પેક્ટર પોતે તપાસ કરવા આવ્યા હતા. તેમણે તેને કેદ કરી. ત્રણ દિવસ પછી કેદ કરી."

મી. સેંધા: "પણ બાઇ હરિને શા માટે કેદ કરી હશે ?"

મી. ભિડે: "એ હું કહું, મી. કેશવલાલ ! નવી બૈરી વધારે રૂપાળી હતી ખરી કે નહિ ? દેશી રાજ્યનો ઇન્સ્પેક્ટર રૂપાળી બૈરી આવતી હોય તો જવા દે કે ?"

મેં કહ્યું: "મારી વાત ખરી કે ખોટી તમારે માનવી હોય તેવી માનજો, પણ તે વારતા તો છે જ અને વારતા કહેનારને ઠીક પડે તે રીતે વારતા કહેવાનો હક છે."

મી. ભિડે: "તો કાંઇ નહિ. વધારે જુવાન તો હતી જ. એ તો એ જ કારણ."

મેં આગળ ચલાવ્યું: "કોર્ટે પોલીસ તપાસના કાગળો જોયા તો તેમાં કાંઇ કારણ બતાવેલું નહોતું. કોર્ટે પૂછ્યું કે એ ઇન્સ્પેક્ટર કેમ જુબાની આપવા નથી આવ્યા, તો જવાબ એવો આપ્યો કે તે ક્યાં છે તેની ખબર નથી. પછી કોર્ટે બન્ને તહોમતદારોને પૂછ્યું કે તમારે કાંઇ ઉલટ તપાસ કરવી છે? એમાંથી કોઇ બોલ્યું નહિ. કોર્ટે બન્નેનાં મોં ખુલ્લાં કરવા કહ્યું તે પણ તેમણે ન કર્યું. શિકારનો શોખીન જડજ ઉતાવળો થતો હતો તેણે મારા તરફ જોયું. તેમને અનુકૂળ થવા મેં કહ્યું: "શી જરૂર છે?" કોર્ટે કહ્યું: "પણ નં. ૨ની તહોમત-દારણ સમજુ છે કે કેમ તે મારે જોવું છે. જો તે સમજુ હોય તો કદાચ મારે છેવટે તેને છોડી મૂકી સાક્ષી તરીકે લેવી પડે." મેં કહ્યું: "તહોમતદારોનો જવાબ લેવાનું થાય ત્યારે જોઈશું." પછી મેં જ બાઇઓને પૂછ્યું: "તમારે કાંઈ પૂછવું છે?" બન્નેએ માથાં ધુણાવ્યાં. 'ઉલટ તપાસ નથી' લખી કામ આગળ ચાલ્યું.

"બીજો સાક્ષી ડૉક્ટર ગિરજાશંકર પ્રાણશંકર મહેતા હતો. તેણે પ્રથમ મરનારના શરીર ઉપરની ઇજા સંબંધી ગુનાની રાતે કરેલી તપાસનો રિપોર્ટ રજૂ કર્યો. પછી ત્રણ દિવસ પછી મરણ બાદ કરેલી તપાસનો રિપોર્ટ, પોસ્ટ મોર્ટમ રિપોર્ટ, રજૂ કર્યો. કોર્ટે તે ઉપરની સહી જોઇ પૂછ્યું: "આના ઉપર સહી જી. પી. જોશીની છે તે કોણ?"

જવાબ: "એ મારા પહેલાંના ડૉક્ટરે કરેલા રિપોર્ટો છે. તેઓ રજા લીધા સિવાય ચાલ્યા ગયા છે અને તેમનો પત્તો

નથી. દવાખાનામાંથી આ એક બીજો કાગળ મળી આવ્યો છે તે રજૂ કરવો હું મારી ફરજ સમજું છું. મરનાર કેશરી-સિંહના મરણ પહેલાંના છેલ્લા શબ્દોની તે નોંધ છે. તેમાં પણ સહી જોશીની જ છે. 'મને નવીએ માર્યો છે' એટલા જ શબ્દો તેમાં છે."

કોર્ટ: "રિપોર્ટમાં લખ્યું છે કે માથાની ધોરી નસ કપાઇ છે. તે કપાયા પછી માણસ જીવી શકે અને બોલી શકે?"

જવાબ: "નાજી, જો ગળાની ધોરી નસ કપાઇ હોય તો તરત મૃત્યુ થાય." 'ઉલટ તપાસ નથી' લખી જુબાની બંધ કરી.

કોર્ટે મંજીરગઢના પોલીસ અમલદારને ફરી બોલાવી પૂછ્યું: "મરનારને ઇજા થયા પછી તે તરત મરી ગયો?"

જવાબ: "ગુના પછી તરત હું ગયો ત્યારે બેભાન હતો પણ જીવતો હતો."

કોર્ટ: "તેની જુબાની લેવા તમે પ્રયત્ન કરેલો?"

જવાબ: "તે ત્રણ દિવસ જીવ્યો. પહેલા બે દિવસ હું જોવા ગયો ત્યારે તે શુદ્ધિમાં નહોતો. ત્રીજે દિવસે ઇન્સ્પેક્ટર આવ્યા તે જોવા ગયા. તેમણે આવીને બાઇ હરિને કેદ કરી. અને તે પછી સદર કેશરીસિંહ ગુજરી ગયો." કોર્ટે જુબાની બંધ કરી.

"હવે માત્ર તહોમતદારોની જ જુબાની લેવી રહી. પહેલાં નં. ૧ ની બાઇ રૂખીને ઊભી કરી. તે હાથ જોડી ઊભી રહી. કોર્ટે તેને મોઢું ઉઘાડી નાખવા કહ્યું પણ પહેલાં તો તે ન માની. મેં સમજાવી કે કોર્ટ તો માબાપ કહેવાય ત્યારે મોં ઉઘાડયું.

"હું તમને શું કહું? જગતમાં રૂપનો દેવ ગણાય છે તેવો કોઇ કદરૂપાપણાનો દેવ છે?"

ડૉ. ભિડે સંસ્કૃત અને વેદાન્ત બન્નેની મશ્કરી કરતા બોલ્યા: "રૂપનો દેવ કામદેવ અને કદરૂપાપણાનો દેવ નિષ્કામદેવ!"

મેં આગળ ચલાવ્યું: "એના જેવી કૂબડી સ્ત્રી મેં ક્યાંઇ જોઈ નથી. તેના હોઠ અતિશય જાડા હતા અને બહાર નીકળેલા દાંતથી તેની જાડાઇ પણ વિષમ થઈ ગઇ હતી. તેનું કપાળ ટૂંકુ હતું અને આંખો ચકળવકળ થયાં કરતી. તે વચ્ચેથી જાડી માથે પગે પાતળી રમવાની મોઇ જેવી દેખાતી હતી. તેના ગાલ પર એક મોટો મસો હતો અને તેના પર તમારા નિષ્કામદેવે પોતાના વિજયધ્વજ જેવો એક મોટો સફેદ વાળ રોપ્યો હતો."

મી. ભિડે: "ત્યારે એ બિચારે બીજી કરી તેમાં નવાઇ શી?"

મી. સેંધા: "બાઇ હરિએ દયા લાવી પોતાની શોકયને નોતરી એ બાબત પહેલાં મને અસંભવિત લાગતી હતી પણ હવે મનાય છે. આટલી કદરૂપી સ્ત્રીની ઈર્ષ્યા કરવાની જરૂર જ ન હોય."

મેં કહ્યું: "હજી વાત સંભવિત અસંભવિત કહેવાનો વખત આવ્યો નથી. હજી વાત તો અધૂરી છે."

મી. સેંધા: "હવે જાણી તમારી વાત. અમે આવા કૈંક કેસો કર્યા છે. કેસ ઘણો જ સહેલો છે. આટલા પુરાવા ઉપર પણ નં. ૧ ને ગુનેગાર ઠરાવી શકાય. અને નં. ૨ને સાક્ષી કરે તો તો તદ્દન સાબીત."

મેં કહ્યું: "પણ ડૉક્ટરના રિપોર્ટમાં મરનાર પોતે કહે છે કે નવીએ માર્યો તેનું શું?"

મી. સેંધા : "એ તો દરેક કેસમાં કંઈક તો સમજ્યા વિનાનું રહી જ જાય. પણ મારા અઢાર વરસના અનુભવથી કહું છું કે ખુની તો બાઈ રૂખી જ છે. હું તો એમ બેસતું કરૂં કે ડૅાક્ટર અને ઈન્સ્પેક્ટર બાઇ હરિ પર નવો કેસ કરવા ગયા તેમાં ફાવ્યા નહિ તેથી જ નાસી ગયા. ધોરી નસ કપાયા પછી તે કોઈ જીવે ખરૂં!"

મેં કહ્યું: "પણ ત્રણ દિવસ જીવ્યો તેનું શું? પણ એ જવા દો. મારી વારતા આ ળ ચલાવું. બાઈ રૂખીનો જવાબ લીધો. તે અતિશય મૂઢ હતી. તેને પૂછતાં તેણે એટલું જ કહ્યું કે અવાજ થવાથી હું ગઈ ને બારણું ઉઘડાવ્યું તો મરનાર ઘાયલ પડેલો હતો. ઘરમાં નવી સિવાય કોઇ નહોતું. નવીએ ખોટું આળ ચઢાવ્યું છે. કોણે માર્યો તે મને ખબર નથી. મને પોલીસે પકડી. હું કાંઇ જાણતી નથી. હું મરનારથી ત્રણેક વરસથી જુદી રહું છું. મારે નવી સાથે કાંઇ પણ અણબનાવ નથી. મને નોતરૂં દીધું નહોતું.

"હવે તો હકીકત ઘણી જ ગૂંચવાઈ. હવે નવી શું કહે છે તે સાંભળવા કોર્ટ અને અમે સઘળા ઘણા જ આતુર થઈ રહ્યા.

"નવીને મોઢું ખોલવાનું કહ્યું પણ તેણે ખોલવાને બદલે ઊલટું રોવા માંડયું. કોર્ટ મૂંઝાઇ. મેં કહ્યું કે એ તો બધી સ્ત્રીઓ જુબાની આપતાં પહેલાં આમ જ કરે. આપ પોલીસને કહો તેને મનાવે અને એટલામાં કાંઈ કાગળોમાં સહીઓ કરવી હોય તો કરી લો. કોર્ટે શિરસ્તેદારની સામું જોયું. શિરસ્તેદારે કહ્યું કે એક કાચી કેદનો કેદી છે તેને ૨૪ કલાક થઈ ગયા છે અને પાછો પોલીસ જાપ્તામાં સોંપવાનો છે તેની રજુઆત કરવાની છે.

"તરત જ તેને બોલાવ્યો. અમે બધા તો બાઈ હરિ તરફ જ જોયા કરતા હતા. અમારે લીધે નવો તહોમતદાર તેના તરફ જોવા લાગ્યો. શિરસ્તેદારે સાધારણ પૂછ્યું: "અલ્યા શી નાત છે?" તે કહેઃ "ઓંજણો." મેં કહ્યું: "તો તો જરૂર કાંઇ બૈરીની તકરાર હશે." શિરસ્તેદાર કહેઃ "ના, ના. બળદની ચોરી છે." એટલામાં હરિએ મોં ઉઘાડયું. તેને રૂપાળી કહી શકાય તેવી તે હતી. બાંધો નાનો અને બેઠા ઘાટનો, જેને ઉંમર જણાતી નથી તેવો હતો. વર્ણ સફેદ હતો પણ એવો સફેદ કે તેના સામું જોયે આપણને જુગુપ્સા થાય. મોંના અવયવો પ્રમાણસર હતા પણ એવા હતા કે તેના મનમાં શા વિચારો ચાલે છે તે જરા યે કળાય નહિ. આંખો માંજરી હતી અને સ્ત્રીઓ એમ જ કહે કે તેની આંખમાં સાપોલિયાં રમે છે. ટૂંકમાં તે પ્રથમ દૃષ્ટિએ રૂપાળી હતી, પણ તેના સામે જેમ જેમ જોઇએ તેમ તેમ કાંઇક અકથ્ય અભાવ જ વધતો જાય. તેની પાસેથી જતાં રહેવાની ઇચ્છા થાય અને છતાં તેનાથી દૂર નજર ન ખસેડી શકાય એવી તે હતી.

"હું તેને નિહાળીને જોતો હતો એટલામાં પેલો ઓંજણો મૂછી ઊઠયો અને બે હાથ જોડીને સાહેબને કહેઃ "બાપજી, મારે અરજ કરવાની છે." પોલીસો ચમકયા કે કાંઇ પોલીસે માર માર્યાની કે એવી વાત કરશે. મેં જાણ્યું કદાચ ગુનાની કબૂલત આપવાનો હશે. કોર્ટ કહેઃ 'બોલ, શું છે?'

ઓંજણો. "બાપજી, પેલી બૈરી મારી છે."

કોર્ટે કહ્યું: "કયી? પહેલા નંબરની કે બીજા નંબરની?" જાણે જગત આખું કોર્ટના નંબરોમાં જ વિચાર કરતું હોય!

ઓંજણો બોલ્યો: "બાપજી, ધોળી છે તે." વાછડી ઓળખાવતો હોય તેમ.

કોર્ટ : " એનું નામ શું ? "

ઓંજણો જરા અટકીને : " તેજી. "

" કોર્ટે નીચલી કોર્ટનો બાઇ હરિનો જવાબ જોયો. તેણે નીચલી કોર્ટમાં કશું કહ્યું નહોતું. તેનું નામ હરિ જ હતું ને બીજું કોઈ નામ લખેલું નહોતું. તેનું કહેલું અમે કોઇએ માન્યું નહિ. મેં મશ્કરીમાં શિરસ્તેદારને કહ્યું: " જુઓ બૈરીની વાત નીકળી કે નહિ ? " કોર્ટે ઓંજણાને ખખડાવીને કહ્યું: " સાબીત કરી આપવું પડશે. "

ઓંજણો : " બૈરી મારી છે ને. એક કે'તાં એકવી પુરાવા આપું. "

કોર્ટે ઓંજણા સામું જોયું, પછી હરિ સામે જોઇને પૂછ્યું: " આ કહે છે તે ખરું છે ? "

હરિ : " હા સાહેબ. "

અમારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ કોર્ટે હરિને કહ્યું: " તારી બધી હકીકત કહે. " હરિએ શરૂ કર્યું: " હું મેંગણાના ઠાકોરની ખવાસણ છું. મારું સાચું નામ વાલી છે "

શિરસ્તેદાર: " મેંગણાના ઠાકોરની ગોલી બાઇ વાલીને મંજીરગઢના ઠાકોરે નસાડી મૂકી એ બાબતમાં ત્રણ વરસ ઉપર તુમાર ચાલેલો તે આ જ બાઇને માટે ? "

હરિ: " હા સાહેબ. "

કોર્ટ: " તને શી ખબર ? "

હરિ: " મેંગણાના ઠાકોરને ત્યાં રહેતી હતી. ત્યાં મારે બહુ દુઃખ હતું. ત્યા આ કેશરીસિંહ આવ્યો અને મને લઇ ગયો. જૂનીને જુદી કાઢી. બે ત્રણ મહિના રહ્યા ત્યાં મંજીરગઢના ઠાકોરનો માણસ આવ્યો અને તેણે કહ્યું કે સરકારમાં તમારી

તપાસ ચાલે છે તે રાજમાંથી જતાં રહો પછી આવજો. હું ને કેશરીસિંહ બન્ને નાઠાં. રસ્તામાં કેશરીસિંહે મને સમજાવી કે આમ રખડતાં પકડાઇ જઇશું; માટે થોડા મહિના તું કોઇ બીજાના ઘરમાં રહે. બીકનાં માર્યાં મેં હા પાડી. પછી કેશરીસિંહે મને એક કુંભારને ત્યાં રૂ. ૭૦૦) લઇ પરણાવી અને મને કહ્યું કે છ મહિને તેડવા આવીશ. છ મહિને મને તે ચોરીથી નસાડી લઇ ગયો "

કોર્ટ: "તું કેમ ગઈ?"

હરિ: મને કુંભારને ત્યાં ગમતું નહોતું."

કોર્ટ: "પછી શું થયું?"

હરિ: "હું પાછી આવી. થોડા દહાડા તો લહેર ઉડાવી, પણ પછી રૂપિયા થઈ રહ્યા એટલે ફરી મને ફોસલાવીને તેણે આ ઓંજણાને ત્યાં પરણાવી. રૂા. ૯૦૦) લઇ પરણાવી આઠ નવ મહિને એ મને ત્યાંથી પણ પાછી લઈ ગયો."

ઓંજણો: "સાહેબ, મારાં ઘરેણાં પણ લઇ ગઇ છે. આ ડોકમાં છે તે મારાં છે."

કોર્ટ: "ઠીક, આગળ કહે."

હરિ: "પાછાં આવીને એ રૂપિયા પણ ઉડાવી ખાધા એટલે એણે આ ઘરેણાં માગ્યાં. મેં કહ્યું એ તો મારાં છે. એણે મને ફરી બાયડમાં પરણવાની લાલચ આપી. મને કહે કે ત્યાં તો ઘરેણાં બહુ જ મળશે ને કામ પણ નહિ કરવું પડે. પણ મને ત્યાં ઓળખાઇ જવાની બીક લાગતી હતી, એટલે મેં ના પાડી. ત્યારે તેણે કહ્યું કે તારું નામ સરકારમાં જાહેર કરી દઈશ. છેવટે તેનાથી કાયર થઇ મેં આ કામ કર્યું."

કોર્ટ : "તેં એને માર્યો ત્યારે જૂની પર આળ શા સારુ નાખ્યું ? એણે તારું શું બગાડયું હતું ?"

હરિ: "મેં એને માર્યો ત્યારે અવાજ થયો. તે સાંભળીને જૂની આવી ને ઘર ઉઘડાવવા લાગી. થોડી વાર તો હું કાંઇ ન બોલી અને ન ઉઘાડયું. છતાં તે માની નહિ ત્યારે મારે એના ઉપર નાખવું પડયું."

કોર્ટ : "ત્યારે તારા ધણીને તેં માર્યો કેવી રીતે ?"

હરિ: "કાંઇ વાત ઓઠે વાત નીકળતાં મેં કહ્યું: 'આ આંધળા માણસો પોતાનાં ઘર શી રીતે શોધી કાઢતા હશે ? જુઓ જોઈએ મને આવડે છે ?' એમ કરી મેં મારી આંખે પાટા બંધાવ્યા અને પછી કહ્યું કે મને તો કાંઇ જડતું નથી. તમે કરો જોઇએ. પછી તેમની આંખે પાટા બાંધી મેં કહ્યું: 'પાણી લાવો જોઇએ.' તે પાણી લેવા જતો હતો ત્યાં મેં તલવાર મારી."

આ હકીકતથી અમે બધા એટલા બધા થાકી ગયા કે કોર્ટે મુદત પાડી.

ડૉ. ભિડે : "પછી કેસનું શું થયું ?"

મેં કહ્યું : "મારી વારતા અહીં જ પૂરી થાય છે."

મી. સેંધા: "આગળ શી રીતે ચાલે? ખોટી હોય તે! ડૉકટરના સર્ટિફિકેટનો તો ખુલાસો થતો નથી."

મેં કહ્યું : "પણ તમે જ કહેતા હતા ને દરેક કેસમાં કંઇક તો સમજ્યા વિનાનું રહી જ જાય."

મી. સેંધા : "પણ હરિને ખૂન કરવું હોય તો એના ધણીને મધરાતે જ મારે નહિ ? પાટા બાંધવાનું નાટક શા સારુ ભજવે ? હું તો આ ન માનું. કેમ મી. પેસ્તનજી, તમને શું લાગે છે ? કેમ ડૉકટર ?"

બન્ને : "અલબત્ત ખોટી છે."

"ના ખરી છે." અમારા ખાનામાં છેવાડે બેઠેલી બાઇએ ધીમે રહી કહ્યું.

મી. સેંધા : "તેની ખાતરી શી ?"

બાઈએ મોં ઉઘાડયું. ધીમેથી ખીસામાંથી એક રેલવે પાસ કાઢયો. આન્દામાનમાંથી છૂટેલા કેદીને પાછા દેશમાં જવા જે રેલવે પાસ આપે છે તે તે હતો. તેમાં છોડેલા કેદી તરીકેનું નામ બાઇ હરિ ઉર્ફે વાલી હતું.

તે તેની તે જ હરિ કે વાલી કે તેજી હતી. તેના સામું જોતાં ડૉ. ભિડેને પણ જુગુપ્સા થઈ. એના મનમાં શા વિચાર ચાલતા હતા તે અમે કોઈ કળી શકયા નહિ. તેની માંજરી આંખોમાં સાપોલિયાં રમતાં હતાં. તેની સામે જોતાં અમારા મનમાં કોઇ અકથ્ય અભાવ વધતો જ ગયો. ત્યાંથી જતા રહેવાની અમને ઇચ્છા થતી હતી અને છતાં તેના તરફથી અમે નજર ખસેડી શકતા નહોતા.

આખે રસ્તે અમે કોઈ એક શબ્દ પણ બોલી શકયા નહિ.

# સાચો સંવાદ

"કેમ આજે કાંઈ નવું ભૂત ભરાયું છે કે શું?" એવા મોટા અવાજથી પૂછેલા પ્રશ્નથી હું મારા વિચારમાંથી જાગી ગયો. "રોટલી નથી જોઇતી?"

મેં ચમકીને સામું જોયું. મારી વહુએ ફરી પૂછ્યું: "આજે શો નવો વિચાર ચાલે છે?" 'વહુ' શબ્દ ઉપર જરા નોંધ લખવાની જરૂર છે. ભાષાશાસ્ત્રના હજી સુધી અજ્ઞાત રહેલા કોઈ નિયમથી 'વાઈફ' શબ્દ 'વહુ' કરતાં વધારે શિષ્ટ ગણાય છે પણ ગાંધીજીએ સ્વભાષાનો આગ્રહ કર્યો તે પહેલાં પણ મારી વહુએ પોતાની હકૂમતમાં–ખાસ કરીને રસોડામાં–માત્ર ગુજરાતી અને તે પણ તે સમજે એવી જ ગુજરાતી ભાષા બોલવાનું ફરમાન કાઢેલું હતું. તેની અસર એટલી પ્રબળ થયેલી છે કે હું ગુજરાતી બોલતો થઇ ગયો છું અને મારા મિત્રો પણ એ હકૂમતમાં ગુજરાતી જ બોલવા લાગ્યા છે. સ્ત્રીઓ તરફ ઘણું માન છતાં બહુવચન નથી વાપરતો તે પણ એવા જ એક બીજા ફરમાનના આધારે.

હું જવાબ આપું તે પહેલાં બીજો પ્રશ્ન આવ્યો: "કેમ આજે ક્યાં જઇ આવ્યા છો?" મારી વહુ હું ખાઇ શકું તે કરતાં વધારે ઝડપથી મારી થાળીમાં રોટલી નાખે છે અને

એવી જ રીતે હું જવાબ આપી શકું તે કરતાં વધારે ઝડપથી પ્રશ્નો પૂછે છે.

મેં કહ્યું : "ક્યાંઈ જઈ આવ્યો નથી."

"ત્યારે વિચાર શેના કરો છો ?"

"પરમ દિવસ સ્ત્રીકેળવણી સંબંધી સભામાં ગયો હતો ત્યાં મિ. પ્રમાણિકે કહ્યું કે આપણી સ્ત્રીઓ હજારે એક પણ ભણેલી નથી અને હું વિચાર કરતો હતો કે—"

"હજી હું ભણી નહિ ! હવે તમારે વધારે કહેવાની જરૂર નથી. હું બધું સમજી ગઈ. દર વરસની પેઠે મિ. બ્રાઉનિંગ અને મિસિસ બ્રાઉનિંગનો દાખલો તેમણે આ વખત પણ આપ્યો હતો કે નહિ ?"

મેં વધારે કહેવું છોડી દીધું. વાંચવા લખવા ઉપરાંત જરા પણ વધારે ન ભણવાની, સંસ્કૃત અને અંગ્રેજી કાવ્યસાહિત્ય સમજી મારા રસોપભોગમાં ભાગીદાર થવાય એવું જરાય ન ભણવાની તેની હઠ એટલી જબરી હતી કે એ સંબંધી વધારે કહ્યા વિના મેં નીચું જોઇ દાળ માગી.

દાળ આપતાં આપતાં તેણે કહ્યું: "પુરુષો અમારા કરતાં એટલું બધું શું વધારે જાણે છે કે અમને શિખામણ દેતા આવે છે એ જ મને સમજાતું નથી !"

મેં કહ્યું : "શું નથી જાણતા એ કહે ને ?"

"કેમ તમને રાંધતાં આવડે છે ?"

"એ તો માત્ર અભ્યાસનું કામ છે. ધીમે ધીમે શીખીએ તો તેમાં શું ન આવડે ?"

"આપણા હિંદુ ઘરસંસારના રિવાજ પ્રમાણે તમારે માથે

રાંધવાનું આવે છે. આટલા વરસના અભ્યાસથી હજી તમને ગોળ રોટલી કરતાં નથી આવડતી! અકળાઓ છો ત્યારે સ્વતંત્રતાની અને જૂના રિવાજો કાઢી નાખવાની વાતો કરો છો પણ મૂળ અણઆવડત કબૂલ નથી કરતા."

મેં કહ્યું: "એ તો બધી ક્ષુદ્ર વાતો છે. પણ તમે વાંચો નહિ એટલે તમારામાં જ્ઞાન જ નથી હોતું."

"તે ગમે તેમ હોય. તમે કેળવણી વિશે ઘણું યે વાંચ્યું છે છતાં તમે બાબુને રમાડી નથી શકતા અને તેને છાનો રાખી નથી શકતા."

"હું એ નથી કહેતો. તમે વાંચતાં નથી એટલે તમારું જીવન જ એટલું અપૂર્ણ રહે છે, પોલું રહે છે. દુનિયાની તમને કશી ખબર જ પડતી નથી."

"એ જ ખોટું છે. તમારું ચોપડીઓનું જ્ઞાન જ પોલું હોય છે. તમને મુસાફરી કરતાં પણ નથી આવડતી તો દુનિયાનું તમને શું જ્ઞાન હોય? બોલો તમને પોટકું બાંધતાં આવડે છે? કોથળાનું મોં કેમ બાંધવું, કપડાં કેમ બાંધવાં, કપડામાં દાણા કેમ બાંધવા, પાણી કાઢવા લોટો કેમ બાંધવો, તેમાંથી કશું ય આવડે છે? આ વસ્તુઓ મુસાફરી કરવાને, દુનિયા જાણવાને, જરૂરની છે કે નથી?"

"એટલે કેમ મુસાફરી પણ તમારા વિના અમે નહિ જ કરી શકતા હોઇએ?"

"મુસાફરી કેવી કરો છો તે મારાથી અજાણ્યું નથી. એકવાર હું સાથે હતી ત્યારે આપણા પોટકાને બદલે કોઈ સુતારનું પોટકું ઉપાડી લીધેલું તે યાદ છે? અંદરનાં હથિયારો વાગ્યાં તો ય તમને ખબર ન પડી કે આ આપણું ન હોય!"

"એ બધી હલકી વાતો છે. હું તો કહું છું કે તમે લોકોને કલાનું ભાન જ હોતું નથી."

"સ્ત્રીમાં તો ડગલે ડગલે કલા છે. તમને તો રસોઈમાં મીઠું ઓછું પડયું હોય તો પણ પારખતાં નથી આવડતું અને ઓઢવા પહેરવાની કલા તો સ્ત્રીઓની જ છે એમ તમે પણ એક દિવસ કહેતા હતા."

"તું ભણી નથી એટલે એમ કહે છે. કલા એટલે લલિત કલા. રાંધવું ઓઢવું એ તે કાંઇ કલા છે?"

"લલિત કલામાં નૃત્ય ગીત તો આવે જ ના! અમે સ્ત્રીઓ અનેક પ્રસંગે ગાઇએ છીએ, અજવાળી રાત દેખી ગરબીઓ લઇએ છીએ, અને કોઈ ન મળે તો હું તો છોકરીઓ સાથે પણ ગરબી લઇ શકું છું. તમે તમારા મિત્રો સાથે ગાઇ કે નાચી શકતા નથી, અને છોકરાઓ સાથે તો વાત પણ કરી શકતા નથી."

મેં હવે વિષય બદલવા કહ્યું: "ભલે. પણ તું આટલી ડાહી તેના પર મારું સ્વામિત્વ તો છે ના? વધારે અમારે શું જોઇએ."

"પણ :તમે તો વળી એ પણ નથી રાખતા અને સ્ત્રીઓને સ્વતંત્રતા આપવા નીકળ્યા છો!"

"એ અમારી ઉદારતા!"

"ના, એ ઉદારતા નથી. ઉદારતાથી કોઈ સ્વતંત્રતા આપે જ નહિ. પોતે સ્ત્રીઓ પર આટલા પરાધીન છો તે અમને શી સ્વતંત્રતા આપવાના હતા?"

"કેમ નહિ? તમારાં કપડાં ઘરેણાં રીત રિવાજ ફરવું હરવું એ કશામાં હું આડો આવું છું?"

"પણ તેનું કારણ જુદું છે. પહેલાંના પુરુષોને સ્ત્રીનાં ઘરેણાં, કપડાંલત્તાં, તેના રંગ ભાત જાત એ બધાની ખબર હતી, તેમાં સારું નરસું રૂપાળું કઢંગું ગમતું અણગમતું એ સંબંધી તેમને પોતાના અભિપ્રાયો હતા, અને તે મુજબ પોતાના કોડ પ્રમાણે તેઓ વસ્તુઓ લેતા અને અમને પહેરાવવાનો આગ્રહ રાખતા. તમને આની કશી ગતાગમ જ નથી. એટલે તમારે સ્વતંત્રતા આપ્યા વિના છૂટકો જ નથી. એ તમારી ઉદારતા. તમારું જીવન જ કોડ વિનાનું છે. હું નાની પરણીને આવી ત્યારે મને એવી હોંશ કે તમને ભાવતું કાંઇક રાંધું. મેં તમને ઘણી વાર પૂછેલું કે શું રાંધું પણ તમે કોઈ દિવસ જવાબ ન આપતા. અને હું મનમાં બહુ મૂંઝાતી. હવે સમજું છું કે તમે એ વાતમાં કશું સમજતા જ નથી.'

"અમે એટલી ઉચ્ચતર ભૂમિકામાં વસીએ છીએ."

"એ તદ્દન ખોટું છે. હું સારું રાંધું છું ત્યારે તમે ચોખ્ખા ખુશ દેખાઓ છો અને વધારે ખાઓ પણ છો. માત્ર એટલું જ કે તમે સમજ્યા વિના ખાઓ છો. બાળુની પેઠે જ એમ કહો ને!"

"માટે જ 'ભોજ્યેષુ માતા' કહ્યું હશે. પણ અમારો સ્નેહ તમારાં કપડાંલત્તાં ઉપર આધાર રાખતો નથી એ તો કબૂલ છે કે નહિ?"

"સ્નેહ શું તે તો તમે વાંચો, તે તમે જાણો. પણ કપડાંની અસર તમારા પર નથી એ હું ન માનું. હવે વધારે ન પૂછશો."

"ના, કહેને. એટલા માટે શા માટે અધૂરું રાખે છે?"

"તમને યાદ છે? તે દિવસ તમે કંઈક બહુ જ ઉત્સાહમાં મને કાંઈ કહેવા ઉતાવળા ઉતાવળા આવતા હતા. આવીને

મારા સામું જોયું, પછી મૂંગા થઈ થોડી વાર જોઈ રહ્યા, ઘરમાં બધે નજર ફેરવી, ચોપડીઓનાં પૂંઠાં તપાસ્યાં, ફરી મારી સામે જોઇ રહ્યા ને ઊલટું મને પૂછવા લાગ્યાઃ ' આજ કેમ કાંઇ ગમતું નથી! હું કંઇક બહુ જ સરસ તને કહેવા આવેલો પણ ભૂલી ગયો. આજ કેમ કાંઈ ગમતું નથી ? "

" હા. તેં એનો જવાબ મને કંઇક બહુ કરડો આપેલો હતો નહિ ? "

" કરડો તો નહિ, પણ સાદો જવાબ આપેલો કે ' તમને ન ગમે તેનું કારણ હું કેવી રીતે જાણું ? ' "

" તેને આ વાત જોડે શો સંબંધ છે ? "

" આ વાત જોડે એ સંબંધ છે કે તમારા મન પર મારાં કપડાંની અસર થાય છે. મેં જાણી જોઇને તે દિવસે પાડોશણનો ઘરડામો સોગનો સાળુ પહેરેલો અને તેથી તમે એવા સૂનમૂન થઈ ગયા હતા. હવે કેમ કહેવાય કે કપડાંની અસર તમારા પર નથી ? "

" તે મારા પર પણ તું આવા પ્રયોગો કરે છે કેમ ? "

" કેમ ન કરું ? તે પહેલાંને દિવસે રમણિકલાલને ત્યાં હું બેસવા જતી હતી, જરા સારાં કપડાં પહેર્યાં હતાં ત્યારે તમે પ્રેમ અને કપડાં અને શોભા અને સૌભાગ્ય ઉપર એક લાંબું ભાષણ મને આપેલું તે યાદ છે ? મારે જોવું હતું કે આમાંનું કેટલું સાચું છે. "

" ઠીક; પણ તમે પહેરો અને અમને ખુશ રહેતાં આવડે, તમે રાંધો અને અમને જમતાં આવડે, એ પણ સુંદર યોજના નથી ? "

" ના, તમને જમતાં પણ નથી આવડતું. કોઈ વાર

પહેલી રોટલીથી વિચારમાં પડી જાઓ છો ત્યારે મારે યાદ આપવું પડે છે. કેટલી રોટલી ખાધી એનો હિસાબ પણ મને પૂછવો પડે છે અને કોઇ વાર વાતે ચડો છો ત્યારે તો એ પૂછવું પણ ભૂલી જાઓ છો!"

વાત ખરી હતી. પેટ પર હાથ ફેરવી જોતાં મને ખબર પડી કે આજે મેં ઘણું ખાઇ નાખ્યું છે. હું ભાત ખાવાનો વિવેક કર્યા વિના ઊભો થયો અને મારા ખંડમાં દીવો મોટો કરી બેઠો. આજની વાત પર વિચાર કરતાં મારાથી મોટેથી હસી જવાયું. પછી બધી વાતચીત હું લખવા બેઠો. લખી રહ્યો ત્યાં એ આવીને મને કહેઃ "એકલા એકલા કેમ હસતા હતા?" મેં તેને મારી પાસે બેસાડી બધું વંચાવ્યું. તે પણ હસી પડી. મને કહેઃ "આજ સુધી માનતી હતી કે તમને કશુંય આવડતું નથી, માત્ર વાંચતાં લખતાં આવડે છે. વાંચો તો અંગ્રેજી એટલે શું કહું પણ આ જોતાં લાગે છે કે તમને લખતાં પણ નથી આવડતું. એ પણ હવે ભેગું લખી લ્યો."

મેં કહ્યુંઃ "એ લખવાની જરૂર નથી. મને વાંચતાં લખતાં નથી આવડતું એ તો હું ઘણા વખતથી જાણું છું. એમાં કશું નવું નથી. ઉપરની હકીકત નવી છે માટે લખી છે. બોલ હવે આનું મથાળું શું કરવું?"

"પહેલાં એક કર્યું હતું તેમ કરોઃ 'સાચો સંવાદ.'"

"ભલે."

"તમે વાત બધી મારી લખો, મથાળું પણ મારું આપેલું લ્યો, ત્યારે આમાં તમારું શું?"

"મથાળું. તું ધારે છે તે કરતાં હું તેનો જુદો અર્થ કરું છું."

# સરકારી નોકરીની સફળતાનો ભેદ

શું કહ્યું? 'હું કેમ પેન્શન ન લેતાં નોકરીનાં વરસો માગ્યા કરું છું'? 'અને મને કેમ વરસો મળે છે?' કેમ તમારું પ્રમોશન રોકાય છે? 'ના, ના, સહેજ જાણવા પૂછો છો' એમ?

જોતા નથી મારા જેવો નિમકહલાલ અને નિયમિત કોઇ સરકારી નોકર નથી! તમે હમેશાં મોડા આવનાર ક્યાંથી જાણો કે ઑફિસમાં હમાલથી પણ વહેલો આવું છે? આટલા વરસની નોકરીમાં કદી કેઝ્યુઅલ કે હક્ની રજા પણ લીધી નથી! જોતા નથી આખો દિવસ લખ લખ કરીને મોં પણ વાંકું થઇ ગયું છે! તમે બધા ચ્હા બીડી પીવા વગેરેનાં બહાનાં કાઢી કામ પડતું મૂકો છો, વખત કાઢવા માટે વાતો કરો છો અને વાતો કરવા માટે મિત્રો કરો છો અને મિત્રો ભેગા થઇ ઠઠ્ઠા મશ્કરી કરો છો, પણ એક લોટે જવું પડે તે સિવાય મને કદી કામ વિનાનો જોયો છે? કામ થઇ રહે છે ત્યારે સાહેબની પાસે જઈ બીજું કામ માગું છું. અને છેવટે કંઇ ન મળે તો સાહેબને પોતાને માટે નકલો કરી આપું છું! તેમના ખાનગી કાગળો લખી આપું છું પણ

ઘડી પણ લખ્યા વિના બેસતો નથી. અસહકારની ભરતીમાં તમે બધા ફાઇલોમાં 'નવજીવન' સંતાડી વાંચતા હતા પણ મેં કદી લખતાં લખતાં માથું પણ ઊંચું કર્યું છે? પછી શું સરકાર એટલી પણ કદર ન કરે?

વળી શું પૂછ્યું? 'એટલી એકનિષ્ઠા કામમાં શી રીતે આવી' એમ? તમારે જાણવું છે? એટલી ધીરજ છે? ભલે સાંભળો.

પાંતરીસ વરસની વયે હું વિધુર થયો. તે વખતે મારા કુટુંબમાં મારી ઘરડી મા અને બાળક છોટુ બે જ હતાં.

નાતજાતમાં હું સારો આબરૂદાર પ્રતિષ્ઠાવાળો છું, તે વખતે તો હતો. અનેક માણસો મારા ઘવાયલા હૃદયને મલમ લગાડવા આવ્યા. આપણા 'સૃજનજૂના' સંસારમાં દિલાસાના આચાર વિચાર વગેરે સર્વ રૂઢિસિદ્ધ છે. "અરરર! આઠ દિવસમાં તો શરીર કેવું થઇ ગયું!" "તમે હવે ચિંતા કરવી છોડી દો. તમારી નાતમાં કન્યાની છત કેવી?" "તમે ગભરાશો નહિ, કાલે સવારે છોટુને નવી મા આવશે અને ઘરનું કામ ઉપાડી લેશે!" વગેરે અનેક પ્રકારનાં સાંત્વનો આપવા માંડયાં.

શું કહ્યું? વચમાં કેમ બોલ્યા? 'તે આ વાતને મારી ઑફિસની સફળતા સાથે શો સંબંધ છે' એમ? તમે નવા જમાનાના છો, કપડાં, વાળ, જોડા, મૂછો બધું નવી ફેશન પ્રમાણે રાખો છો અને એટલી ખબર નથી કે દરેક માણસની કારકિર્દીની સફળતા તેની પત્ની ઉપર આધાર રાખે છે? હું પણ એ જ બતાવવા માગું છું કે મારી સફળતા મારી સ્ત્રીને આભારી છે. બસ હવે વચમાં ન બોલશો.

હું શું કહેતો હતો? હાં! તમને એમ લાગતું હશે કે મેં

તરત જ પરણવાની હા પાડી દીધી હશે. ના, હું નવા શિષ્ટાચારોને પાળનારો માણસ હતો. તમારા મોં પર અવિશ્વાસની છાયા હું દેખું છું. હું કદી નવા જમાનાનો હોઉં એ તમને સાચું લાગતું નથી. પણ હું પણ ગ્રેજ્યુએટ થયો છું. હું ગ્રેજ્યુએટ થયો ત્યારે મને તમારા કરતાં ઘણો વધારે ઉત્સાહ હતો. હર્બર્ટ સ્પેન્સર અને ગોવર્ધનરામ જેવા મહાન ગ્રંથકર્તાઓ મેં વાંચેલા હતા અને પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સામ્ય શું અસામ્ય શું તે જોઇ બન્નેનું એકીકરણ કરવાના મને અભિલાષો હતા. આપણે ત્યાં લગ્ન બાબતમાં પશ્ચિમથી ઊલટો શિષ્ટાચાર આ જમાનામાં પ્રચલિત છે એમ હું બરાબર જાણતો હતો. પશ્ચિમમાં સ્ત્રી પરણવાની ના પાડે છે અને પુરુષ હા પાડતો હોય છે—અહીં પુરુષ ના પાડે છે અને સ્ત્રીને હા ના કરવાનો અવકાશ જ હોતો નથી. મેં પણ પરણવાની ના જ પાડી. આપણે સુશિક્ષિત લોકો જૂના માણસો જેવા હૃદયહીન હોતા નથી કે સ્ત્રી ગુજરી ગયા પછી એટલી ઉતાવળથી પ્રસિદ્ધ રીતે પરણવાની હા કહીએ !

મને દિલાસો દેનાર રૂઢિબદ્ધ હતા પણ તેમનામાં બુદ્ધિ નહોતી એમ નહિ. તેમણે સામો પ્રશ્ન કર્યો: "પણ કેમ નથી પરણવું ?" મારો નકાર ખરા હૃદયનો હતો માટે જ મેં દલીલ કરી: "મારે તો કુશળ છોકરો છે. ફરી પરણવાનું શું કામ છે ?" પણ સત્યની ખાતર મારે સ્વીકારવું જોઇએ કે આ દલીલ ઊડી ગઇ. "એ છોકરાને સાચવવા માટે જ બૈરીની જરૂર તો, તમે તો ગમે તેમ ચલાવી લો પણ બિચારું છોકરું મા વિના હિજરાઇ મરે." મેં દલીલ બદલાવી કહ્યું: "હવે હું ૩૫ વરસનો થયો મારાથી ફરી પરણાય નહિ." પણ

સામાનો બાપ ૪૫ વરસે પરણ્યો હતો તે પછી તેને સાત દીકરા થયા હતા અને તેની મા ભાગ્યશાળી હતી તે ચૂંદડી ઓઢીને ગઇ હતી. બીજા એકનો મામો પચાસ વરસે પરણેલો અને એકનો ફુવો સાઠ વરસે પરણેલો અને બધા સુખી થયાના દાખલા થોકબંધ મારી પાસે રજૂ થયા. બધાએ કહ્યું: "એ તો સૌ સારાં વાનાં થશે." કોણ કહે છે હિંદુઓ આશાવાદી નથી? પણ છેવટે એ માણસ આગળ મારી હઠ છૂટી ગઇ. એક કહે: "તમે મોટા શેના કહેવાઓ? એ તો કુળવાન એટલે નાનપણથી પરણ્યા અને છોકરાં થયાં. નહિ તો પરણવાની ઉમ્મર તો હવે જ તમારી થઈ કહેવાય. અંગ્રેજો તો આવડી ઉમ્મરે હજી કુંવારા હોય છે." બીજાએ કહ્યું: "તમને તમારી માની પણ દયા નથી આવતી? બૈરાંની સેવા તો બૈરાં જ કરી શકે, તમે શું કરવાના હતા?" હવે પશ્ચિમ અને પૂર્વ બન્ને આદર્શોથી મારે પરણવાનું સિદ્ધ થયું. કેમ, મોટી ઉમ્મરે પરણવું એ પશ્ચિમનો આદર્શ નહિ? અને માતપિતાની ખાતર પરણવું, પરમાર્થની ખાતર પરણવું એ આપણો પૂર્વનો આદર્શ નહિ? કેમ તમે ન સમજ્યા? સરસ્વતીચંદ્ર માતપિતાની ખાતર જ પરણવા તૈયાર થયો હતો ના! એ આપણો પૂર્વનો આદર્શ. તમને મશ્કરી લાગે છે એમ? ભાઈ તમે હિંદુ લગ્નનું રહસ્ય જાણતા જ નથી. હિંદુઓના પહેલા લગ્નને માટે કશા કારણની જરૂર હોતી નથી: અને બીજા લગ્ન માટે હરેક હકીકત કારણ બને છે.

હજી ઘણી મુસ્કેલીઓ હતી, બહારની તેમ જ મારા અંતઃકરણની. પણ મારા જીવનનો મુખ્ય નિયમ એ છે કે એક વાર મુખ્ય સિદ્ધાન્ત નક્કી થઈ જાય પછી વિગતોમાં ઘણી છૂટ

મૂકવી, તેમાં આગ્રહ ન રાખવો. એ મુજબ જો કે મારા અંતઃકરણનું દર્દ હજી શાન્ત થયું નહોતું છતાં, મારી ગત સ્ત્રીના મરણના તેરમાને દિવસે જ, કન્યાની ઉમ્મર મારી ઉમ્મરના અર્ધથી નાની હતી છતાં, અમારી નાતના પ્રસિદ્ધ શાસ્ત્રી પૂરણરામની પુત્રી સાથે વિવાહ કરવાની મારે સંમતિ આપવી પડી. એ કન્યાની શોધ મને દિલાસો દેનારાઓએ જ કરેલી અને તેમની પાસેથી જ મેં સાંભળ્યું હતું કે શાસ્ત્રીએ તેને એક આદર્શ હિંદુ ધર્મપત્ની બનાવવાને ઘણી કેળવણી આપેલી હતી. તેને ડાહ્યાભાઇ ધોળસાજીનાં સતીત્વ સંબંધી ગીતો મોઢે આવડતાં, તે હમેશાં સત્યવાન સાવિત્રીના ચરિત્રનો પાઠ કરીને જ ખાતી, સતીમંડળના બન્ને ભાગો બરાબર વાંચી ગઈ હતી અને સતીધર્મ સમજતી હતી.

મારું લગ્ન થઇ ગયું. શું કહ્યું ? 'મારી પત્નીનું નામ શું' ? એ પ્રશ્ન તમે વળી ક્યાં પૂછ્યો ? હું કહું છું તમે વચમાં બોલ્યા જ શા માટે ? એ પ્રશ્નથી મારી કર્મકથાનો ભયંકર પ્રસંગ બન્યો હતો. કેમ તમને એમ લાગે છે કે હું જૂના મતનો છું અને નામ દેતાં શરમાઉં છું ? ના, એમ નથી. લોને એ જ કહું એટલે તમને ખાતરી થશે.

પરણ્યાને બેએક માસ થયા હશે. મારે ઘેર એક મારો જૂનો મિત્ર આવ્યો. મને અભિનંદન આપ્યું. અમે જમતા હતા. મારી સ્ત્રી તેને આવડે તેવું રાંધતી હતી. મારા મિત્રે આ જ પ્રશ્ન કર્યો. મેં કહ્યું: 'વિમળા.' પણ તે કહેતાં તો વજ્રપાત થયો હોય તેમ વિમળાને મૂર્છા આવી. તેનું માથું ચૂલામાં પડ્યું. મોઢું દાઝી ગયું અને મેં તેને ઉપાડી ખાટલામાં સુવાડી મારા મિત્રને દાક્તરને ત્યાં મોકલ્યો.

વળી શું પૂછ્યું ? ' મૂર્છા શાથી આવી ' એમ ? કેમ તમે સમજ્યા નહિ કે તે સતી હતી. હા પણ એ હજી મેં નથી કહ્યું. તમે વચમાં નામ પૂછીને બગાડયું. મને પહેલેથી કહેવા દીધું હોત તો તમે તમારી મેળે સમજત કે મૂર્છા શાથી આવી ?

ધનતેરશને દિવસે તે સવારમાં આણે આવી. આવીને હું બેઠો હતો તે ઓરડીમાં મને બન્ને હાથ જોડી બહુ જ ભક્તિપૂર્વક પગે લાગી. મેં એમ માન્યું કે દિવાળીના તહેવારો છે તેથી કે પછી આ પહેલો મેળાપ છે તેથી કોઈ સનાતની શિષ્ટાચાર પ્રમાણે વંદન કરતી હશે.

રાત્રે સૂતી વખતે પાછી તે આવી અને કહ્યુંઃ " સ્વામીનાથ ! " હું પ્રથમ તો ચમકયો. પછી તરત મને અતિશય જુગુપ્સા, ધિક્કાર, ઘૃણા જેવું થયું. મને સમજાયું નહિ કે હું કોના ઉપર શા માટે તિરસ્કાર કરું છું ? શું ' સ્વામીનાથ ' શબ્દ સંસ્કૃત વાઙ્મયમાં વપરાતો નથી તેથી એમ થયું હશે ? પણ તેથી પણ વધારે ખોટા શબ્દો કદી નહિ સાંભળેલા સાંભળું છું અને આવું તો કદી થયું નથી !

શું કહ્યું ? ' તમે તો ઘણી યે વાર એ શબ્દ સાંભળ્યો છે છતાં તમને કાંઇ નથી થયું ' એમ ? વારુ કયાં સાંભળ્યો છે ? ' નાટકમાં ' ? નાટકમાં તો મેં પણ સાંભળ્યો છે. પણ એવું ઘણું છે જે નાટકમાં સારું દેખાતું હશે પણ તે ખરા અનુભવરૂપે તો માથું ફેરવી નાખે છે. નાટકમાં જે જે સ્ત્રીઓના નાચ અને હાવભાવ ઉપર તમે એટલા આફરીન થાઓ છો તે સ્ત્રીઓ તમારી પાસે આવે તો તમે જરૂર નાસો. એવી સ્ત્રીઓ પાસે પુરુષ તરીકે એક માત્ર ઊભા રહેવા ખાતર જ

હું પુરુષપાત્રોને ગમે તેટલું આપું. તમે કલા સંબંધી ગમે તેવી ચર્ચા કરતા હો પણ હું તો ચોક્કસ એમ માનું છું કે કલામાં જે સુંદર દેખાય છે તે વ્યવહારમાં, આ સાચી દુનિયામાં ભયંકરમાં ભયંકર છે. ડુંગરા પેઠે કલા પણ દૂરથી રળિયામણી છે.

પણ અત્યારે તમારી સાથે આટલી ચર્ચા કરી તેટલો વખત મારે તે વખતે નહોતો. પહેલા શબ્દનો હું જરા વિચાર કરું એટલામાં વાક્ય આવ્યું: "સ્વામીનાથ, દાસીને કેમ કાંઇ આજ્ઞા કરતા નથી?" અભ્યાસ દરમિયાન સ્ત્રીસ્વાતંત્ર્યના પક્ષમાં હું કદી બોલેલો ખરો પણ દુનિયાના સર્વ પુરુષો પેઠે, પુરુષના સ્વાભાવિક ઉપરીપણા વિશે મારા મનમાં શંકાને અવકાશ કદી હતો નહિ. પણ સ્ત્રીના મુખથી સાંભળેલી આ તાબેદારીથી તો હું અવાક થઈ ગયો. મને સમજાયું જ નહિ કે સ્ત્રી ઉપર મારું શું ઉપરીપણું હશે? પણ તે આગ્રહી હતી. તેણે ફરી ગદ્‌ગદ્ કંઠે કહ્યું: "પ્રાણનાથ, દાસીને આજ્ઞા કરશો તે કરવા તત્પર છે." પણ મારું મન કોઇ અપૂર્વદૃષ્ટ ભૂતથી બીને નાસે તેમ આના પ્રશ્ને પ્રશ્ને તેનાથી દૂર નાસતું હતું. કોઇ અદ્‌ભુત રીતે મારા પોતાનાથી પણ દૂર નાસતું હતું. મને શું જોઇએ છીએ તે પણ હું નક્કી કરી શકતો નહોતો. અને હવે તરત નક્કી કરવાની જરૂર હતી કારણ કે ગદ્‌ગદ્ કંઠથી હવે ડૂસકાં સુધી વાત આવી હતી. મૂંઝવણ અને આશ્ચર્યથી છૂટી થઈ શકે તેટલી બુદ્ધિનો ઉપયોગ કરી મેં કહ્યું: "કાલે ઑફિસે જાઉં તે પહેલાં કોટને બરાબર બ્રશ કરજે." તેણે કહ્યું: "આપનો ઉપકાર, પણ હું તો આપના અંગની સેવા કરવાની અભિલાષા રાખું છું." મારી મૂંઝવણ વધતી ગઈ.

તેણે પૂછ્યું: "આપના પગ તળાંસુ, આપનું માથું ચાંપું, આપને વાયુ ઢોળું?" ઊંઘમાં ઓથારથી મન ચંપાતું હોય તેમ મારું મન મૂંઝવણથી ચંપાવા લાગ્યું. મારા શરીરને અત્યારે શું જોઈતું હશે તે ગમે તેટલી તપાસ કર્યાં છતાં મન શોધી શકતું નહોતું. હવે મોડું થઈ શકે તેમ નહોતું. આંસુ પડવા માંડયાં હતાં. ઓથારમાં ચમકી જઇએ તેમ ચમકીને મેં જવાબ આપ્યો: "પગ દાબ." પગ દબાવા લાગ્યા, પણ કોઇ અજ્ઞાત વ્યાપારથી પગ પણ તેના સ્પર્શથી સંકોચાતા હતા, ખેંચાતા હતા, અને પગ લઇ લેવા જેટલી હિંમત નહોતી, એટલે માત્ર જ્ઞાનતંતુઓ ખેંચાતા હતા.

સતીના મનને સંતોષ થયો હશે એમ લાગ્યું ત્યારે મેં સૂઈ જવા કહ્યું. તે તો અપ્રતિમ કૃતકૃત્યતાના સંતોષથી ઊંઘી ગઇ પણ મને રાત આખી આના વિચારમાં ઊંઘ ન આવી. ખરું કહું તો વિચાર પણ નહોતો આવતો, માત્ર મૂંઝવણ હતી. સવાર પડવા આવતાં જ થાકીને મન ઊંઘી ગયું પણ હજી ઊંઘથી મનને શાંતિ મળે તે પહેલાં મારા પગને કંઇક વિલક્ષણ સ્પર્શ થવાથી હું જાગી ઊઠયો. જોઉં છું તો મારા પગને ઉઘાડા કરી મારી પત્ની પગને માથું અડાડી પડી હતી. મને માત્ર મૂંઝવણ નહોતી, ભય થતો હતો. અનંત સવારો મારી નજર આગળ એક સાથે ખડી થઇ ગઈ અને તે દરેક સવારે મારા પર આ ઑપરેશન થવાનું એ વિચારથી હું કંપવા લાગ્યો. અનંતતા કલામાં તમને કદાચ સુંદર લાગતી હશે પણ મને તો તેનો પ્રથમ અનુભવ અતિશય ભયંકર થયો.

પણ ભયનું સ્વરૂપ જાણતાં માણસની મૂંઝવણ ટળે છે અને તેની સામે થવા તે પ્રયત્ન કરે છે. દિવસ આખો મેં

વિચાર કર્યા કર્યો. ખરી રીતે વિચારમાં પ્રગતિ થતી નહોતી પણ એનું એ ભયંકર દશ્ય નજરે આવતું હતું. છેવટે મેં નિશ્ચય કર્યો કે એક જ વાર હૃદય મજબૂત કરીને આ બંધ કરવું. તે રાત્રે મેં અંગની સેવા કરવાની અને સવારે પગે લાગવાની ચોખ્ખા શબ્દોમાં ના કહી. મને લાગ્યું કે મારી યુક્તિ સફળ થઇ છે; કારણકે તેણે ડૂસકાં ન ભર્યા, તે રોઈ નહિ, તેમ સવારે મને પગે લાગ્યા વિના ચાલી પણ ગઇ. પણ એ યુક્તિ સફળ થઇ નહોતી. ત્રીજે દિવસે મને માજીએ કહ્યું, કે એ દિવસથી વહુએ ખાધું નથી અને કામ કર્યા કરે છે. હું તરત જ સમજી ગયો. તે રાત્રે મેં મારી પત્નીને કહ્યું: "સતી! હું તારા સતીત્વથી પ્રસન્ન છું. તું આજે મને ખુશીથી વાયુ ઢોળ." મેં સવારે નમન કરવાની પણ રજા આપી. પાછું કામ સરેડે ચાલ્યું.

મને લાગ્યું કે હવે કાંઈ બીજી યુક્તિ શોધવી જોઈએ. એ ત્રણ દિવસો માત્ર તેના જ વિચારો કર્યા. છેવટે યુક્તિ સૂઝી. તે રાત્રે હું ઘણા જ અભ્યાસમાં બેઠો હોઉં એવી રીતે ચોપડી લઈ પલોંઠી વાળી વાંચવા માંડયું. સતી આવી પણ મેં તેના સામું ન જોયું. તેણે આવી નિત્યનિયમ મુજબ સેવા માગી. મેં કહ્યું: "સતી, મારે મારી માતુશ્રીની સેવા કરવી જોઇએ પણ વાંચવાનું ઘણું કામ હોવાથી મારાથી બનતું નથી અને હું પાપમાં પડું છું. તું ચોવીસે કલાક તેમની સેવા કરે તો હું પાપમાંથી મુક્ત થાઉં. રાત્રે પણ તેમને કાંઈ જરૂર પડે માટે તું ત્યાં જ સૂઈ રહેજે. નહિ તો મારે એ બધું કરવું જોઇએ." અને આ વાકય મેં ઘણા જ ભક્તિભાવથી કહ્યું અને સતીએ તે માન્યું. તે તરત જ ગઈ. માતાજીને પણ

પગ ચંપાવવાનો શોખ હતો તે પૂરો થયો અને હું ત્રાસમાંથી મુક્ત થયો.

આ યોજનામાં ખરેખર કોઈ અદ્ભુત ન્યાય હતો. હું મારે માટે પરણ્યો નહોતો, માતુશ્રી માટે પરણ્યો હતો. મેં ધર્મનું રક્ષણ કર્યું હતું, તો ધર્મ મારું આ વિપત્તિમાં રક્ષણ કરે જ !

પણ હું જેમ માતૃધર્મ ખાતર પરણ્યો હતો તેમ સતી પણ પોતાની ખાતર નહિ, મારી ખાતર નહિ, પણ સતીત્વધર્મની ખાતર પરણી હતી. અને તે પોતાનો ધર્મ છોડે તેમ નહોતી. સવારે આવીને તેણે મને પાછું શિરસા વંદન કર્યું. હવે આનું શું કરવું તેનો હું વિચાર કરવા લાગ્યો. દરમિયાન મને સમજાતું ગયું કે અંગ્રેજી અમલ જેમ હિંદુસ્તાનને દરેક દિશાથી બાંધી લે છે, તેમ સતી પણ મારા જીવનને ચારે બાજુથી બાંધી લેતી હતી. મને સમજાયું કે સતી મારા ભાણામાં જમતી હતી અને જાણી જોઇને મને જોઈએ તેથી વધારે પીરસીને મારું ઉચ્છિષ્ટ ખાતી હતી અને એક દિવસ નાતના જમણમાં મારી પત્રાળી નહિ મળવાથી ભૂખી પાછી આવી હતી. બીજી બાજુ, મારું ઘર ઘણાં પાડોશીઓને આકર્ષણનું કારણ થઈ પડયું હતું. સતી દિવસ આખો સતીત્વનાં ગીતો ગાતી. આસપાસની સ્ત્રીઓને તેમના પતિઓ મારી સ્ત્રીનાં વખાણ કરી, સતીધર્મ શીખવા અને ઉચ્ચતર સંસ્કાર પામવા મારે ત્યાં બપોરે મોકલતા અને તેમને ‘ સતીમંડળ ’ ‘ સાવિત્રી-ચરિત્ર’ વગેરે આખ્યાનો સતી સંભળાવતી. આ પૂજામાંથી નાસી જવા ઘર છોડી દૂર કોઇને ઘેર બેસતો, તો ત્યાં પણ

‘ ઊગ્યો સખી સૃષ્ટિનો શણગાર હાર ’

સંભળાતું. જે ગીત તમે હજી પણ કોણ જાણે સ્ત્રીભાવથી કે પુરુષભાવથી કે બન્નેના મિશ્રભાવથી એકતાન થઈ ગાઓ છો તેનો છેલ્લો પ્રાસ, બૈરાં કૂટતી વખતે સ્વર લંબાવીને 'હાય હાય' કરતાં હોય એવો મને ભાસતો. અહીં પણ મને સુખ નહોતું, તેમાં વળી પાડોશના પુરુષો મારા સાંભળતાં અને કોઇ વાર તો મને સંબોધીને મારી ધન્યતાનું વિવેચન કરતા. જે વસ્તુની તમને ઊંડી જુગુપ્સા હોય તે જ વસ્તુને માટે કોઇ અભિનંદન આપે અને તે વસ્તુ કેવી રીતે તમને અપખે પડી તે તમે બીજાને સમજાવી પણ ન શકો, તેથી વધારે વસમી અવસ્થા બીજી કોઇ હોઇ શકે ?

હજી મારું ઉપઃપાદવંદન ચાલતું જ હતું. મને તેનો રસ્તો જડતો નહોતો. ક્યાંક હું તેને ટેવાઈ જઇશ એવી મને બીક લાગતી હતી એટલામાં વધારે આઘાતકારક બનાવ બન્યો. અમારી પહેલી લગ્નતિથિ–માસિક, આવી. તે દિવસે સતી હમેશ કરતાં વહેલી ઊઠી હતી એમ મેં પાદવંદન વિધિથી જાણ્યું હતું. મારા હમેશના વખતે ઊઠી હું બહાર જઇ પાછો આવ્યો અને જોઉં તો ઘરમાં કાંઈ નવો જ સમારંભ! મેં ધાર્યું કે સત્યનારાયણની કથા કે એવું કાંઇ કરવાનું હશે. પણ હું પગ ધોતો હતો ત્યાં સતી આવી, ઘણે દીન ભાવે કહેવા લાગીઃ "પ્રભુ!"—દિવસના માહાત્મ્યથી હું 'સ્વામીનાથ,' 'પ્રાણનાથ' મટી 'પ્રભુ' થયો હતો. "એ લાભ આજે મને આપો. એટલો અનુગ્રહ કરો." થોડી વાર તો સમજ્યો નહિ પછી મને ખ્યાલ આવ્યો કે મારે માથે આજે શા શા વીતક વીતવાના હતા. પણ અનુગ્રહ ન કરું તો વિકલ્પે શો આગ્રહ થવાનો હતો તે હું સારી રીતે જાણતો હતો. હું બોલ્યા વિના

ઘરમાં ગયો. મને પાટલા ઉપર બેસાડયો. તરભાણામાં મારા પગ મુકાવ્યા. પછી પંચામૃતથી મારા પગ, ધીમે ધીમે ઠાકોરજીને નવરાવે તેમ આચમનીએ આચમનીએ ધોયા અને છેવટે અર્ઘ્યપાદ સતી પી ગઇ. પછી આરતી ઉતારી. આ ક્રિયા દરમિયાન મને અનેક ભય શંકા તિરસ્કાર થયા જ કરતા હતા. મને લાગતું હતું કે હું ક્યાંક ગાંડો થઇ જઇશ. કોઈ પણ માણસને ગાંડો કરવાની સહેલામાં સહેલી રીત તેને પગે પડવું એ છે. એ જ રીતથી મહેતાજીઓ પંતુજી બન્યા છે, રાજા, વાજાં અને વાંદરાં જેવા બન્યા છે, ધર્મગુરુઓ અમાનુષ બન્યા છે!

આ ક્રિયાથી મને નવી ચિંતાઓ ઊભી થઇ. પ્રાતર્વંદન તો ખાનગી ક્રિયા હતી અને આ તો જાહેર તહેવારનું રૂપ લેશે એમ લાગતું હતું. વળી માસિક લગ્નતિથિએ આટલી વિધિ તો વાર્ષિકમાં શું થશે એ કલ્પનાએ હું ધ્રૂજવા લાગ્યો. ગમે તેમ કરીને આનો કાંઇક રસ્તો કાઢવો એમ નક્કી કર્યું અને મારા સઘળા અભ્યાસ અને કલ્પનાનો ઉપયોગ કરીને માર્ગ શોધી કાઢ્યો. રાત્રે સતી પાસે જઈ મેં કહ્યું: " સતી! જેમ તમારો હું પ્રભુ છું તેમ મારે પણ ઇશ્વર પ્રભુ છે. જેમ તમે તમારા પ્રભુની પૂજા કરો છો તેમ મારે મારા પ્રભુની કરવી જોઇએ. પણ તમે મારી પૂજા કરો એટલો વખત મારું ધ્યાન ઇશ્વરપૂજનમાં રહી શકતું નથી. માટે મને એક બીજો ઉપાય સૂઝે છે. ઇશ્વરનું પૂજન જેમ મૂર્તિથી કરીએ છીએ તેમ તમે પણ મારું પૂજન મૂર્તિથી કરો. તમને હું મારો ફોટોગ્રાફ આપું તેનું તમે નિત્ય નાહીને પૂજન કરો. અને લગ્નતિથિએ પણ તેનું જ પૂજન કરો. તેથી આપણા બન્નેનું કલ્યાણ થશે." સતીને આ વાત ગળે ઊતરી. તે

દિવસથી મારો ફોટોગ્રાફ લઈ તેના પર ચંદન અક્ષતનો પૂજા-
વિધિ થતો જોઇ મને નિરાંત વળી.

હવે મુખ્ય વાતની ચિંતા મને મટી ગઇ, જો કે
હજુ કોઈ કોઈ વાર વચમાં વિઘ્નો આવતાં. છોટુએ મારો
ફોટોગ્રાફ જોવા લીધો, પછાડયો અને ફૂટી ગયો તે દિવસ
સતીને બહુ અમંગળની શંકા આવી, તે કાચ કાઢી નાખીને
મારે દૂર કરવી પડી, અને સતીને સમજાવવી પડી કે દેવ તારી
પૂજામાં કાચ જેવો પારદર્શક અંતરાય પણ રાખવા માગતા
નથી તેથી તેમ થયું હતું. ત્યારથી ફોટોગ્રાફ ઉપર બધા
સંસ્કારો થવા લાગ્યા. અને એક રીતે એ જ મારો ખરો
આત્માનો ફોટોગ્રાફ બન્યો. એ ફોટોગ્રાફ અત્યારે જુઓ તો
તેના પર ચંદન અક્ષત ઘૃત વગેરેના એટલા ટેકરા અને પડ
ચઢયાં છે કે તે ઓળખાય તેવો રહ્યો નથી, અને મારા આત્માનું
પણ એવું જ થયું છે.

હવે તમે સમજ્યા હશો કે સતીને શાથી મૂર્ચ્છા આવી હતી!
કેમ, હજી નથી સમજ્યા? તમે પણ મારા કરતાં વધારે બુદ્ધિ-
શાળી દેખાતા નથી. મને પણ તે દિવસે નહોતું સમજાયું.
પણ મારી મૂંઝવણમાં ફરીથી સતીએ જ મદદ કરી. તેની
મૂર્ચ્છા વળી એટલે મને કહેઃ "જો તમને માથામાં વેદના
થાય તો મને બેઠી કરીને મારા ખોળામાં માથું નાખીને સૂઈ
જજો. યમરાજ આવશે તો તેને પણ હું જવાબ દઈશ."
પ્રથમ તો મારી મૂંઝવણ વધી. સતીને સાવિત્રીનું સત ચઢયું
હતું એટલું સમજાયું, પણ મારા મરણની આગાહી કયા નારદજી
કહી ગયા તે સમજાતું નહોતું. છેવટે સતીએ જ કહ્યુંઃ "સ્ત્રી-
પુરુષ જો એકબીજાનું નામ દે તો તેમનું આયુષ્ય ઘટે છે એવો

ધર્મનો સિદ્ધાંત છે" ત્યારે મને સમજાયું કે માત્ર ડાક્ટર મટાડી શકે તેવો આ કેસ નહોતો. મારો મિત્ર તો આ પહેલાં જ ચાલ્યો ગયો હતો. પણ મેં તમને કહ્યું છે કે ભયનું સ્વરૂપ જણાયા પછી તેનો ઉપાય જડે છે. મેં એક શ્લોક બનાવી કાઢ્યો, જૂનો જડત પણ શોધવો મુશ્કેલ, માટે મેં જ બનાવ્યો. તેનો એવો અર્થ થતો હતો કે જેનું નામ દીધું હોય તેનું આયુષ્ય ઓછું થાય. સતીના મનનું સમાધાન થયું. તમારે શ્લોક સાંભળવો છે? 'ના ?' તમારી ધીરજ ખૂટી લાગે છે. લ્યો ત્યારે બાકીની વાત ઝટ પૂરી કરું. 'નહિ ?' ધીરજ નથી ખૂટી ? ત્યારે સંસ્કૃત નહિ આવડતું હોય. ભલે.

હવે સામાન્ય કામકાજ ઠીક ચાલતું હતું. મને માત્ર એટલી જ ચિંતા હતી કે માજી ઘરડાં થતાં જાય છે અને એમને રાજકદૈવક થશે પછી પાછો સર્વ પૂજનવિધિ ક્યાંક મારા પર આવી પડશે. મને હવે સમજાયું કે સ્મૃતિકારો જેમ ચોવીસ કલાકની વ્યવસ્થા કરે છે, તેમ મારે અમારા જીવનની વ્યવસ્થા કરવી જોઇએ. પણ હજી સર્વ પ્રકારના હેતુઓ વિધિઓ જડતા નહોતા. એટલામાં એક નવીન અકસ્માત બન્યો, જેથી મને સર્વ માર્ગ જડી ગયો. મારે થોડું પરગામ જવાનું આવ્યું. મેં ધાર્યું કે થોડા દિવસો તો સતીના પ્રભાવથી સ્વતંત્ર રહેવાનો પ્રસંગ મળશે. પણ સતીના ધર્મમાં એક પણ પ્રસંગ માટે નિયમ ન હોય એમ નહોતું. સતીએ મારી ટૂંકમાં મીઠું હળદરનો ગાંઠિયો વગેરે મૂક્યાં, નીકળતી વખતે શ્રી ગણપતિ ગજાનન ને અગસ્ત્ય મુનિને સંભારવાનું કહ્યું, અને બધી સૂચનાઓ આપ્યા પછી એક સુંદર ડબી મને આપી. મને લાગ્યું કે મારા સૌભાગ્ય માટેનું કંકુ કે

એવું કાંઈ હશે. પણ પોતાના સૌભાગ્ય ઉપરાંત બીજા કોઇના સૌભાગ્યની દરકાર કરવાનો સતીને અવકાશ નહોતો. દાબડી ઉઘાડી તેમાંથી મગ દેખાડી સતીએ કહ્યું: "સવારમાં ઊઠી દાતણ કરી આમાંથી એક મગ ખાજો એટલે પછી તમારે જમવાનું ગમે તેટલું મોડું થાય તોપણ મારે વાંધો ન આવે." તમે નહિ સમજ્યા હો. પણ હું હવે સતીની સાથે એટલો વખત રહ્યો હતો કે આ સૂચનાનું રહસ્ય તરત સમજી ગયો. સતી મારા જમ્યા પહેલાં કાંઈ ખાતી નહોતી અને તે નિયમનો ભંગ કોઇ રીતે ન થવા દેવાનો આ ધાર્મિક વિધિ હતો.

હવે આખા જીવનની ફિલસૂફી મારા મનમાં ચોક્કસ થઈ ગઇ. તેના વિધિ પણ નક્કી થઈ ગયા. તેમને અમલમાં મૂકવાનો વખત પણ માજીના મરણથી આવી ગયો. મેં તરત બદલી માગી. અહીં આવ્યો ત્યારથી મારું જીવન એકસરખું જ ચાલ્યું જાય છે. સૂર્ય ચંદ્રની ગતિમાં ફરક પડે, પણ મારા નિયમોમાં કદી ફરક પડતો નથી. તમારે સાંભળવા છે? હાસ્તો, અત્યાર સુધીનું રહસ્ય તો આ નિયમોમાં જ છે.

પહેલો નિયમ એ કે સતીને બને તેટલી સતીધર્મમાં જ રાખવી. મેં મારા ફોટોગ્રાફની પૂજા ઉપરાંત તેને મારા નામનાં પુરશ્ચરણો કરતાં શીખવ્યાં છે, અને તે જાણે છે કે તેથી જ વધારે સારા પગારથી અમારી બદલી અહીં થઈ છે, પગાર વધે છે અને પેનશન ન મળતાં નોકરીનાં વરસો વધે છે, અને વૃદ્ધ છતાં હું જીવું છું.

બીજો નિયમ એ કે મારે બને તેટલું ઘરમાં ઓછું રહેવું. આ બન્ને નિયમોની વ્યવસ્થા બરાબર થઈ ગઈ છે. સતીના સતીત્વથી મને ઘણી સારી નોકરી મળી છે, મને સાહેબ ઘણું

જ વિશ્વાસનું કામ સોંપે છે તેથી મારે ઑફિસમાં બહુ વહેલાં જવું પડે છે, અને મોડાં છૂટવાનું થાય છે, કોઇ વાર ઘેર જ જઈ શકાતું નથી!

આની એક પેટાવ્યવસ્થા જણાવી દઉં. સતીને સતીધર્મનું એટલું બધું કામકાજ રહે છે કે રસોઈ હમેશાં કાચી પાકી થાય જ. તેથી મને જરા સંગ્રહણી જેવું દરદ થઇ ગયું છે. માટે મારે સ્વતંત્ર રીતે જમવાની વ્યવસ્થાની જરૂર હતી. આ મહારાજ અહીં સારી મિઠાઈ અને રસોઈ પૂરી પાડે છે, તમે બધા વખાણી વખાણીને ખાઓ છો પણ તમે જાણતા નહિ હો કે એ સંસ્થા મને આભારી છે. સવારમાં મગ ખાવાની વ્યવસ્થાથી સતીધર્મને બાધ આવતો નથી.

ત્રીજો નિયમ એ કે મિત્રો ન કરવા. કેમ, તમને એમ લાગે છે કે મારી પત્નીને જોઈ જાઓ એ અદેખાઇથી મિત્રો નથી કરતો! મારી પત્નીને કોઇ જુએ જ નહિ—ખાસ કરીને તેને ચૂલા આગળ સતીત્વ ચડ્યું હતું તે દિવસથી—અને જૂએ તોપણ રેલવેના ભયસૂચક ફાનસ જેવા, મોટા, આખા કપાળને રોકીને પડેલા, લાલ ચાંલ્લા સિવાય બીજું કાંઇ દેખાય જ નહિ! પણ મિત્રોથી અમારા પરસ્પર ધર્મોમાં અગવડ પડે છે અને મિત્રો માટે સ્થિતિ કફોડી થઇ જાય છે, માટે મિત્રો ન કરવા.

અલબત, તમને બધાને મૈત્રીદ્વારા વાતો કરીને લખવાના કામમાંથી થાક ખાવાનો વખત મળે છે, પણ મને સતીએ જે સંગ્રહણીનો રોગ આપેલો છે તે એ જ કામ કરે છે. તેનાથી થાક ઊતરે છે અને મિત્રો થતા નથી. તેમ છતાં રખેને કોઈ મિત્ર થઈ જાય એવી બીકથી બધો વખત લખવામાં જ ગાળું છું.

મારી વાત પૂરી થઈ છે. પણ તમે કેમ આમ ગભરાયા જેવા દેખાઓ છો? તમે શું મને દુઃખી ધારો છો? ના, ના, મારે શું દુઃખ છે? ઘેર સૌભાગ્યવતી સતી છે, છોકરું ભણે છે, ઓરમાન મા છે છતાં બન્ને કોઈ વાર લડતાં જ નથી, છોકરું હૉસ્ટેલમાંથી ઘેર બહુ નથી આવતો, મને સરકારી નોકરી છે, પગાર છે, સાહેબની મહેરબાની છે, નોકરીનાં વરસો મળ્યે જાય છે, અને ધૈર્ય તો એવું કેળવાયું છે, કે અસહકાર શું અસહકારનો બાપ આવે, તોપણ મારા હૈયાનું રૂંવાડું પણ ફરકે નહિ!

# શો કળજગ છે ના!

આજે ઠંડી હોવાથી છોકરાં જરા મોડાં બહાર નીકળ્યાં. ઈન્દુ ખીસામાંથી દાળીઆ ખાતો હતો અને નાનાભાઈ બિન્દુની રકાબીમાં પૂરીઓ હતી તે પડી ન જાય તેટલા માટે વચમાં વચમાં તેને ઝાલવામાં મદદ કરતો હતો. બાબુ ભાખરી વચ્ચે થીનું ઘી રાખીને કોરેથી ફરતાં બટકાં ભરી કાંગરી રચતો હતો. તારા પાસે બોર હતાં. તેણે બાબુને એક બોર બતાવીને કહ્યું: "જો, કેવું મોટું બોર છે! તારા પાસે છે કાંઇ?" બાબુ કહે: "પણ મારી પાસે તો ભાખરી છે. તારા બોરથી યે મોટી!" પદ્મા બે હાથ પહોળા કરી વચમાં બોલી ઊઠી: "કોઈની પાસે આવડી મોટી ભાખરી હોય?" વીનુ આવીને કહે: "કોઇની પાસે મોટી આકાશ જેવડી ભાખરી હોય?" ઇન્દુ આકાશ તરફ આંગળી કરી કહે: "આકાશમાં તો જો ચાંદો હોય!" બાબુ કહે: "આકાશ જેવડી ભાખરી ને ચાંદા જેવડું ઘી!" બધાં છોકરાંને આ વાત બહુ ગમી ગઈ તેથી બધાં "આકાશ જેવડી ભાખરી ને ચાંદા જેવડું ઘી" કહીને કૂદવા લાગ્યાં. બાબુએ ભાખરીનું છેલ્લું બટકું જરા મોટું હતું છતાં બધા ઘી સાથે મોંમાં મૂકી દીધું. બિન્દુની રકાબીઓમાંથી પૂરીઓ પડી

ગઈ. પદ્મા પણ ખાવાનું ભૂલી ગઈ અને નાચવા લાગી. કીકો શાંત ઊભો ઊભો તમાસો જોતો હતો અને ખીસામાંથી કાજુ ખાતો હતો. એટલામાં કંપાઉન્ડની દિવાલ આગળ કાંઇ ધબાકો થયો અને એક કુરકુરિયું ઊં ઊં કરવા લાગ્યું. વીનુ "મારા મોતીઆને વાગ્યું" કહેતો દોડયો; એટલે તેની પાછળ ઇન્દુ "મારી ફૅની, મારી ફૅની" કરતો દોડયો. બીજાં છોકરાં પોતપોતાની ગતિ પ્રમાણે તે તરફ જવા લાગ્યાં. ત્યાં જઈને જુએ તો એક પોટકું પડેલું. વીનુના મોંમાંથી "અરે! આ તો જામફળ!" એવો ઉદ્દગાર નીકળી ગયો. ઇન્દુ તેના તરફ બે હાથ લાંબા કરી જાણે આ પોટકાને હજી સમજી જ ન શકયો હોય તેમ આશ્ચર્યચકિત થઇ ઊભો રહ્યો. કીકો આ સાંભળી દોડી આવ્યો અને સૌથી પહેલો પોટકાના કાણામાં હાથ ઘાલી જામફળ કાઢી ખાવા લાગ્યો. ત્યારે જ જાણે બધાંને ખાવાનો વિચાર આવ્યો હોય તેમ બધાં છોકરાં 'જામફળ જામફળ' બોલતાં ભેગાં થઇ ગયાં, અને એક પછી એક જામફળ લઇ ખાવા લાગ્યાં. તારાએ એક જામ-ફળને બચકું ભરી પદ્માને બતાવ્યું: "જો, મારે રાતું નીકળ્યું!" બિન્દુ આવી પહોંચ્યો હતો તે કહે: "મને." બીજી તરફ બાળુએ બીજા જામફળને બટકું ભર્યું અને કહે: "જો મારે ધોળું નીકળ્યું!" અને બિન્દુ કહે: "મને." નટુ હીરા મનુ સર્વ આમાં ભળ્યાં. સર્વને ખાતાં જોઇ બિન્દુ રડવા લાગ્યો, એટલે ઇન્દુ તેને "નહિ હોં ભાઇ, જો હમણાં તને સરસ ખોળી દઉં હોં!" કહી સાન્ત્વન આપી જામફળ ખોળવા લાગ્યો, પણ તેને એકકેય પસંદ પડતું નહોતું. કીકો પોતાનું જામફળ પોતાના હાથમાં જ રાખી બીજાંને "જોઇએ, તારું કેવું લાગે

છે" એમ પૂછી પૂછીને બીજાનાં જામફળો ચાખવા ને ખાવા લાગ્યો. તારાએ તેને બહુ જ ડાહ્યું મોં કરી કહ્યું: "અરે એ તો વાણિયા છે, એનું એઠું ખવાય કે?" કીકાએ બહુ ચતુરાઈથી જવાબ આપ્યો: "પણ હું ખાધેલા ભણીથી નથી ખાતો." હજી ઇન્દુની પસંદગી પૂરી થઈ રહી નહોતી. તેને બીજાનાં લીધેલાં જામફળો સારાં લાગતાં હતાં અને પોટકામાંથી એક્કેય પસંદ પડતું નહોતું. બિન્દુ પોતાની મેળે જામફળ લઈ શરૂ કરી શકે તેમ હતું પણ તેને પોતાની મેળે લેવાનું સૂઝતું નહોતું, ભાઇના વચન પર જ તે આધાર રાખી રહ્યો હતો અને હજી નહિ મળવાથી ધીરજ ખોઈ હવે રડવા માંડયો હતો. બીજાં કોઇ છોકરાંને તે બે ભાઇઓને કંઈ આપવાનો વિચાર આવતો નહોતો. હવે કીકાએ નવો પ્રયોગ શરૂ કર્યો. તેણે ખાવા ઉપરાંત જામફળ ખીસામાં ભરવા માંડયાં. તેનું જોઇને બાબુએ એક મોટું જામફળ પસંદ કરી લીધું અને ખીસું ફાટતું હતું છતાં તેમાં જોર કરી નાખવા લાગ્યો. પદ્મા પાસે ખીસું નહોતું એટલે તેણે ઘાઘરીની ઝોળી કરી તેમાં ભરવા માંડયાં. હવે બધાં એ જ પ્રમાણે કરવા માંડયાં અને તેથી એવી સ્પર્ધા ચાલી કે દરેકને એમ લાગ્યું કે 'મારાં જામફળો બીજો લઈ જાય છે.' સર્વ તેથી ખાવાનું છોડી એકબીજાનાં ઝુંટાવવા લાગ્યાં અને બૂમાબૂમ થઈ ગઇ. કેટલાંક ખરેખર આંસુ પાડતાં હતાં અને કેટલાંક માત્ર બૂમો પાડતાં હતાં. પાસેના ઘરમાં ઠાકોર બેઠો બેઠો કૉપીબુક લખતો હતો તે આ સાંભળી "શું છે! શું છે!" કરતો બહાર આવ્યો. હીરાના હાથમાં જામફળ જોઇ "જામફળ ખવાય કે? તાવ આવે." કહી તેના હાથમાંથી ફેંકી દેવરાવવા તે

આગળ ગયો અને જામફળનું પોટકું જોઇ તેણે પૂછ્યું: “ આ પોટકું ક્યાંથી ?” પથાએ કહ્યું: “ આકાશમાંથી પડયું ! ” ઠાકોરે આ હકીકત તો માની નહિ પણ આસપાસ જોઈ “ અરે આમ જામફળ ખવાય ? તાવ આવે. ” કહી ડોળા કાઢી સૌને હાથ ઝાલી ધધડાવી બધાનાં જામફળ પાડી નાખ્યાં. પછી બધાને શિખામણ દેતો હોય તેમ બોલ્યો: “ જો મીઠા વિના જામફળ ખાઇએ તો તાવ આવે. તે જાઓ એક જણ મારા ટેબલમાંથી છરી લઈ આવો ને બીજો કોક ઘેરથી મીઠું લઇ આવો. ” કીકા દોડીને છરી લઇ આવ્યો અને ઠાકોર સાથે ભાઇબંધી કરી તેની પાસે બેસી જામફળનાં ચીરિયાં ખાવા લાગ્યો. ઇન્દુ મીઠું લેવા ગયો હતો તેની ખાસ કોઇએ રાહ તો જોઇ જ નહોતી, પણ તે મીઠું લાવ્યો એટલે ઠાકોરે “ હાં, ઠીક કર્યું. ડાહ્યો છોકરો. ” એમ કહી એક પાંદડામાં મીઠું મૂક્યું અને સપાટાબંધ છરી અને મોં ચલાવવા લાગ્યો. જામફળ ઘણાં હતાં પણ તે હવે આખા પોટકાનો ધણી થઈ બેઠો હતો અને કોઇને મીઠા અને ચીરિયાં કર્યા વિના ખાવા દેતો નહતો. તેનું મોઢું ભરેલું હોય તે દરમિયાન જ તેના હાથ બીજાંઓ માટે કામ કરતા હતા તે સિવાય બીજાંને ખાવાની તક રહી નહોતી. ઈન્દુ બિન્દુ હજી પ્રેક્ષકો જ રહ્યા હતા અને ‘ મને’ ‘ મને ’ના વ્યર્થ ઉચ્ચારો વચ્ચે વચ્ચે કરતા હતા, પણ ટોળામાં કોઇ રોતું નહોતું, કોઈ લડતું નહોતું.

પોટકું પડયાને હવે થોડો વખત થયો હશે. કંપાઉન્ડના દૂરના દરવાજે થઇને આ તરફ એક ગામડિયો આવ્યો અને પોટકું માગવા લાગ્યો. ઠાકોરે સૌથી પહેલી ચલતી પકડી અને ઘરમાં જઈ પાછું પહેલાં પેઠે કૉપીબૂક લખવાનું શરૂ કર્યું.

## શો કળજગ છે ના!

બીજાં છોકરાંને હવે જ જામફળ ખાવાનો લાગ મળ્યો માટે બધાં પાછાં પોટકા આસપાસ વિંટાયાં અને જામફળ વીણવા લાગ્યાં. પેલો માણસ નજીક આવી પોટકું લેવા જતો હતો એટલે કીકાએ બૂમ પાડી: "જતો રહે, નહિ તો મારી બાને કહી દઈશ." એટલે તારા પદ્મા નટુ મનુ સર્વે બા અને બાપાને સંબોધી લગભગ રોવા જેવી બૂમો પાડવા લાગ્યાં. અવાજ સાંભળી લક્ષ્મીપ્રસાદ બહાર આવ્યા ને પૂછ્યું: "શું છે?" પેલા ગામડિયાએ કહ્યું: "ભાઇ, જામફળનું પોટકું વેચવા લઇ જતો હતો, વચમાં થાક્યો ને વંડીએ પોટકું ટેકાવ્યું તે આ બાજુ પડી ગયું."

લક્ષ્મીપ્રસાદ: "તમારું પોટકું તમને લેવા નથી દેતાં! છોકરાંય તે!"

પેલાએ કહ્યું: "શો કળજગ છે ના!"

# જક્ષણી

હું ભાતું કરતી હતી, ત્યાં એમના પગ સંભળાયા. હું એમના પગ બરાબર વરતું છું. ક્યારે ગમગીન હોય છે, ક્યારે ઉત્સાહમાં હોય છે, ક્યારે વિચાર કરતા કરતા ટેલતા હોય છે, એ બધું વરતું છું. એમના પગ ઉત્સાહથી ઊપડયા, નજીક સંભળાવા લાગ્યા. અંદર આવીને કહે: "કેમ ?" પણ મને ભાતું કરતી જોઈ અચકાઈ ગયા. "કેમ આ શું આદર્યું છે ?"

મેં કહ્યું: "ભાતું કરું છું. બપોરની ટ્રેનમાં જાઉં છું."

"પણ ક્યાં ? શા માટે જાય છે ?"

"મારા અક્ષર સુધારવા અને તમારો અભ્યાસ વધારવા." એક વખત હું લાંબે વખતે મળી, મારા મનમાં એમ કે એ શું શું કહેશે, ત્યારે ધીમે રહીને કહે કે 'જુદાં રહેવાથી ફાયદો થાય છે. સ્ત્રીઓના અક્ષરો સુધરે છે કારણ કે સ્ત્રીઓ તે દરમિયાન કાગળો લખે છે. તે સિવાય તેમને લખવાનો માવરો થતો જ નથી.' અને હું ભેગી હોઉં ત્યારે લગભગ હમેશ જ ફરિયાદ કરે કે મારે લીધે પોતાનો અભ્યાસ આગળ ચાલી શકતો નથી.

"પણ મારા ખાવા કરવાનો કાંઈ વિચાર કર્યો? આ મોતી શું કરશે?" મોતી અમારી કૂતરી હતી. મોતી જેવી સફેદ, સુંદર, સુંવાળી.

મેં કહ્યું: "હિંદુસ્તાનમાં કામ કરનારને ખાવા નથી મળતું પણ કામ નહિ કરનારને મળી રહે છે. માણસને નથી મળતું પણ કૂતરાં, કીડીઓ, મંકોડા, માછલાં, એમને મળી રહે છે. તો મને તમારી કોઇની ચિંતા થતી નથી."

"ભલે, જવાની ના નથી. પણ ક્યાં જવું છે?"

પૂરીઓ વણતાં વણતાં મેં કહ્યું: "છૂપી પોલિસો અને ગુના પકડ્યાની વાતો લખો છો ત્યારે એટલું તમારી મેળે જ શોધી લેજો." કદાચ એમના આવ્યા પહેલાં મારે નીકળવું પડે, માટે મેં ચિઠ્ઠી લખીને, તેમના જોવામાં આવે તેમ, એમની અધૂરી લખેલી વારતા ઉપર, દબાવીને મૂકી હતી.

"તારી આંખમાંથી તો કાંઇ એક્સ—"

"ગુજરાતીમાં બોલો."

"ક્ષ–કિરણો નીકળે છે!"

મેં પૂરીઓ તળતાં જવાબ આપ્યો: "ક્ષ નહિ, એથી જરા આગળ, જ્ઞ–કિરણો નીકળે છે."

"ત્યારે એ જ્ઞ–કિરણો વડે જરા પ્રેમાનન્દનાં નાટકો કોનાં છે તે કહોને મારાં સર્વજ્ઞા બાઈ! બિચારા 'જ્ઞ' ઘણા વખતથી મહેનત કરે છે તેમને મદદ થશે. તે દહાડે આપ્યાં પણ વાંચ્યાં કેમ નહિ?"

"ચાલો મેં પીરસ્યું. જમતાં જમતાં વાત કરો. તમે કહેતા હતા કે પ્રેમાનન્દની કૃતિઓ સ્ત્રીબાલવૃદ્ધ સર્વને ગમે તેવી છે. આ નાટકો અમને ગમતાં નથી તો એ પ્રેમાનન્દનાં

નથી એમ સાબીત થયું કે નહિ ? હવે તમે ખુશીથી કહી શકો કે એ નાટકો પ્રેમાનન્દનાં નથી."

"હું એમ પ્રસિદ્ધ કરું કે મારી પત્નીને એ નાટકો ગમતાં નથી માટે એ પ્રેમાનન્દનાં નથી ! વાહ !"

મેં કહ્યું: "વાહ કેમ ? મારો અભિપ્રાય પ્રસિદ્ધ કરતાં શરમાશો ? તમે તો એવા ને એવા રહ્યા, અને પેલા ભાઇએ ગાંધીજીનું મોઢું ગમે કે નહિ એ પોતાની બૈરીને પૂછીયે લીધું, અને પ્રસિદ્ધ પણ કર્યું ! તમે તો કોઇ મહાજન વિષે મને પૂછ્યું પણ નહિ !"

"લે હું પણ એક અગત્યના મોઢા વિષે પૂછું."

"પૂછો."

"મારું મોઢું તને ગમે છે ?"

"પણ તમે મહાજન છો ?" મેં કહ્યું.

"એક અંગ્રેજ લેખક એક સ્ત્રીપાત્ર પાસે કહેવરાવે છે કે ઇંગ્લંડનો પ્રધાન કોણ છે એ કરતાં મારો ધણી કોણ છે એ મારે અગત્યનો પ્રશ્ન છે. તો મોઢાની બાબતમાં તો કોઈ બીજાના મોઢા કરતાં મારા મોઢાનો પ્રશ્ન વધારે અગત્યનો ખરો કે નહિ !"

મેં કહ્યું: "અને ના પાડીશ તો શું કરશો ?"

"તું જે કહીશ તે."

"ત્યારે તમારું મોઢું આ પંદર દિવસ નહિ ગમે; અને કહું છું આગ્રાની ટિકિટ લઈ આપો."

એકદમ ગંભીર થઈ પૂછ્યું: "કેમ કમળાને ઠીક નથી ?"

મેં કહ્યું: "કંઇ ગંભીર નથી પણ ઑપરેશન કરાવવું પડશે એવો તાર છે. ઝનાના ઇસ્પિતાલ એટલે ઓઝાથી મળી પણ નહિ શકાય. હું એટલા દિવસ કમળા સાથે રહીશ."

ઓઝા દંપતી અમારાં સ્નેહી હતાં.

## ૨

જગતમાં પત્ની વિનાના સ-ધુરની સ્થિતિ બહુ વિચિત્ર છે. એટલી બધી વિચિત્ર કે તેને માટે શબ્દ પણ નથી જડતો. સ્ત્રી પરણી ન હોય તો કુમારિકા, ધણી જીવતો હોય તો સૌભાગ્યવતી, ધણી પ્રવાસે ગયો હોય તો પ્રોષિતભર્તૃકા, મરી ગયો હોય તો વિધવા. કુમારિકા એ સુખ સૌભાગ્ય શૃંગારનું આલંબન, સૌભાગ્યવતી વાત્સલ્યનું, પ્રોષિતભર્તૃકા વિયોગના શૃંગારનું, વિધવા કરુણનું. પુરુષ પરણ્યો ન હોય તો? વાંઢો. પરણ્યા પછી? વળી પછી શું-પરણેલો, ધણી. સ્ત્રી પ્રવાસે ગઈ હોય તો? તેનું નામ જ નહિ. રાંડ્યા પછી વિધુર. બિચારો કોઇ પણ રસનું આલંબન નહિ! વાંઢો એટલે જગત બહારનો. પરણ્યા પછી જો સ્ત્રી તરફ આસક્ત હોય તો પોમલો, એમ ન હોય તો લાગણી વિનાનો, નિર્દય. અને સદાને માટે સ્ત્રીનું સૌન્દર્ય, સ્વાતંત્ર્ય હરી લેનારો. ધણી એટલે જ મૂર્ખ. વિધુર એટલે બીજી વાર પરણવાનો ઉમેદવાર, ફાંફાં મારનાર, સ્ત્રી મળે તો પાછો ધણી અને ન મળે તો વાંઢો. સ્ત્રી પ્રવાસે ગઈ હોય તો? તો શું 'કંઈ એક દિવસનું છે, કોને ઘેર જવાય? અથવા થોડા દિવસ ગમે ત્યાં કાઢી નાખશે.' પણ કોઈ દિલસોજી ધરાવે નહિ. દિલગીર દેખાવા જઇએ પણ કોઈ દિલગીરીનું કારણ જ સ્વીકારે નહિ!

'સ્ત્રી ન હોય તો થઈ શું ગયું? શું તમને ખાવા નથી મળતું? પહેરવા નથી મળતું? પૈસા નથી મળતા? શું નિરાધાર થઈ ગયા? તમને શી ખોટ છે? ઉલટું વિ-ધુર એટલે થોડો વખત ધુરા-ધોંસરી નીકળી ગઇ!' મને લાગે છે કે પુરુષને ધોંસરી ઉપાડવાની એટલી બધી ટેવ પડી ગઈ છે

કે ધોંસરી વિના તેને અડવું લાગે છે. હું એક વાર ગાડામાં મુસાફરી કરતો હતો ત્યારે સાથે એક મકરાણી અધમણની જામગ્રીવાળી દેશી બંદૂક લઇ સાથે આવતો હતો. મેં કહ્યું: "જમાદાર, બંદૂક ગાડામાં મૂકી દો. કંઇ ભો જેવું નથી." જમાદાર કહે: "એ બોજસે ઠીક ચલા જાતા હૈ." પ્રેમાનન્દ કહે છે તેમ ઘણી સુરભિસુત છે. તેને ધોંસરી વિના ખાલી ચાલવું ગમતું નથી.

મંદવાડમાંથી ઊઠયા પછી ઓઝાનો છોકરો એક દિવસ જમવા બેઠો હતો. જમી રહ્યો, કમળા કહે: 'ઊઠ મોં ધોઉં,' ફીકો ઊભો થયો અને રડવા લાગ્યો. કહે: 'ચલાતું નથી, પગમાં કૈંક થાય છે, કાંટા વાગે છે.' બેઠેલાં બધાં હસી પડયાં. તેને પગે ખાલી ચઢી હતી. સ્ત્રી જાય છે તેથી બીજું કાંઇ થતું નથી: હૃદયને ખાલી ચડે છે, હૃદય ચાલતું નથી, તેને જરા જરા કાંટા વાગે છે, અને આપણાથી ન ચલાય તો લોકો હસે છે.

સ્ત્રીનું પુરુષ ઉપર કેટલું પ્રભુત્વ છે! બધા સ્ત્રીસ્વાતંત્ર્યની વાતો કરે છે. મને લાગે છે કે પુરુષસ્વાતંત્ર્યનો પ્રશ્ન વધારે વિકટ બનતો જાય છે.

હવે કરવું શું? શાસ્ત્રકારોએ કુમારિકા, સૌભાગ્યવતી, પ્રોષિતભર્તૃકા, વિધવા, સર્વના કાર્યોનો વિધિ રસના સિદ્ધાન્ત ઉપર ઠરાવેલો છે, પુરુષને માટે કશું લખ્યું નથી. પુરુષ પ્રોષિતપત્નીક હોય ત્યારે તેણે શું કરવું ને શું ન કરવું? નાહવું નહિ? પાણી ગરમ કર્યા વિના ચલાવી લેવું? ચ્હા ન પીવી? ખરાબ કરીને પીવી? બહાર ખાવું? ઘેર ખાવું? હજામત ન કરવી? વાળ ન ઓળવા? ઑફિસમાં વખતસર ન જવું? રાતે દીવો ન કરવો? ખુરશીમાં

ઊંઘવું ? રાતે જાગી દિવસે ઊંઘવું ? શું કરવું ને શું ન કરવું ? ખરેખર, જગતે પુરુષની ઘણી જ ઉપેક્ષા કરી છે.

અંતે ભૂખ લાગી. ભૂખ એ સારી વસ્તુ છે. કાંઈ ન સૂઝે ત્યારે પણ એ સૂઝે છે. મેં કપડાં પહેર્યાં. ઊઠયો, કમાડ વાસવા ગયો ત્યાં પૂંછડું હલાવતી મોતી પાસે આવી. તે પણ અત્યાર સુધી ગમગીન થઈને બેઠી હતી. વિરહમાં કાવ્ય સ્ફુરે છે; મને નીચેનું કાવ્ય સ્ફુર્યું.

कच्चिद् भर्त्र्याः स्मरसि रसिके त्वं हि तस्याः प्रियेति*

તેનો ગુજરાતી અનુવાદ પણ તરત જ સ્ફુર્યો:

ધણિયાણીને સ્મરછકનિ તું વ્હાલી તેની હતી તે ?

તમને આમાં દોષો લાગશે. પણ મોતી તો આ સમજી ગઈ. મેં તેને થાબડીને ખુરશી ઉપર બેસાડી કમાડ વાસ્યું.

પહેલાં આવે પ્રસંગે એક વીશીની ઓળખાણ કરી હતી ત્યાં ગયો. જરા મોડું થયું હતું પણ હજી વીશી ચાલતી હતી. મહારાજ નવો આવેલો હતો, પણ જાણે ઘણાં વરસથી મને ઓળખતો હોય તેમ કહે: "અહો ! સાહેબ ઘણે દિવસે આવ્યા ? આવા દૂબળા કેમ પડી ગયા ? અહીં જમતા ત્યારે તો સારા હતા શરીરે ?" હું તેની પ્રગલ્ભતાથી ઘણો ખુશ થયો. મને જાણે વિચાર કરવા, રમવા એક નવું જ રમકડું મળ્યું.

મેં કહ્યું: "હા મહારાજ, એટલે જ હવે તમારે ત્યાં જમવા આવવાનો છું. પીરસો."

'જે દી' નવરો દીનોનાથ' તે દી' મહારાજને ઘડયો હશે. તેનો વર્ણ ધોળો હતો, બટાટાંને બાફીને છાલ કાઢી

* कच्चिद् भर्तुः स्मरसि रसिके त्वं हि तस्य प्रियेति । મેઘદૂત.

નાખીએ એવો ધોળો, અને તેની ઉપર કાળા રાતા પીળા તલની ઝીણી છાંટ હતી. તેનાં લથડબથડ અંગો જાણે ખસી ન પડે એટલા માટે, કાછીઓ સૂરણ બટાટાં ગાંસડીમાં બાંધે તેમ, કાળી ઝીણી પોતડીથી બંધ બાંધી બાંધેલાં હતાં. પેટ મોટું હતું પણ આ બંધથી તેના બે ભાગ પડી જતા હતા અને ઉપલા ભાગ ઉપર કાળું જનોઇ પરસેવાથી ચોંટી ગયું હતું. ઊભો રહે ત્યારે વચ્ચેથી પગ જરા વધારે પહોળા, ગોળાકાર રહેતા અને પગલું લાંક વિનાનું ઊંટના જેવું પડતું. મોંમાં જાણે નીચલા જડબામાં એક નહિ પણ દાંતની બે હારો જેવું, અથવા આખા જડબામાં જાણે દાઢો જ હોય તેવું જણાતું હતું, અને બ્રહ્મા ઘડીને એટલા ખુશ થઇ ગયેલા હશે કે માટી કાચી હશે એટલામાં જ તેને કપાળે અને બરડે થાબડયો હશે — કપાળ તરફ માથું એટલું ઢળતું અને વાંસો એવો બહાર નીકળેલો હતો.

મહારાજ પીરસતા હતા એટલામાં મેં મારી સાથે જમવા બેઠેલા ભાઈ રેવાશંકરનું ઓળખાણ તાજું કરી લીધું. તે મહારાજનો ઉપયોગ બરાબર સમજતા હતા. મહારાજે પીરસી લીધું એટલે રેવાશંકર કહે: “ મહારાજનો સ્વભાવ બહુ સારો.” મહારાજ પીરસી રહ્યા હતા પણ પાછા રસોડામાં ગયા, ઘીની વાડકી લઇ આવ્યા અને કાંઇ પણ જરૂર વિના મને બે ચમચા અને રેવાશંકરને બે ચમચા ઘી પીરસ્યું, અને પછી અમારી બેની સામે પગ પર પગ ચઢાવી બેસીને, પગનાં તળિયાં પર, ડોલતાં ડોલતાં હાથ ફેરવતા ફેરવતા બોલવા લાગ્યા:

“ મારો તો જીવ મોટો. અમે તરવાડી કોઇ દિ' લોભ ન કરીએ. આ શેઠ છે ને શેઠ, એ પંડયા, એમનો જીવ જરીક

જેવડો. અમારી નાતમાં પાશેર તાંબાનું નામ પાડી અરધા ભાર ઓછા લોટાનું લાણું કર્યું હતું. અમે તો લોટો સાચવી રાખ્યો છે; ભલે ને અહીં નોકર હોઇએ, પણ નાતમાં સઉ સરખા, એમ કોઇની સાડીબાર ન રાખીએ. નાત વચ્ચોવચ્ચ સંભળાવી દઇએ. હું તો શેઠ હોય તો ય નજર ચુકાવી ઘી પીરસી દઉં. બહુ કહે તો આ તારી નોકરી, જા નથી કરતા. બ્રાહ્મણના દીકરા છીએ, હાથમાં ઝોળી લઈ માગી ખાતાં કાંઇ શરમ ઓછી જ લાગવાની હતી. કેમ હેં?"

મહારાજને વાતના ટેકાની જરૂર જણાઈ તેથી ગમે તે પ્રશ્ન પૂછી નાખ્યો: "આ પંડયા તમારી નાતના છે?"

"હા સાહેબ, એ અમારી નાતમાં હલકા ગણાય. એ તો કન્યા કોઇ નહોતું આપતું તે મેં આપીને મોટા કર્યા. મારી ભાણેજનો આ સગે હાથે ચાંદલો કર્યો છે પણ મારા લગ્ન માટે તેણે બે વેણેય કોઇને કહ્યાં નથી."

મેં રેવાશંકર સામું જોઇને કહ્યું: "બિચારા મહારાજ પરણ્યા વિનાના છે ત્યારે! એમને જક્ષણીની વાત કહું?" રેવાશંકરે હા પાડી તે પહેલાં મહારાજ બોલી ઊઠયા: "જક્ષણી કોણ?"

મેં કહ્યું: "મારે ઘેર એક જક્ષણી છે. સાક્ષાત મહામાયા જોઇ લ્યો. રાતે અંધારામાં જુઓ તો બે આંખો દીવા જેવી ઝગારા મારે. જે માનતા માનીએ તે ફળે એવાં છે!"

"ત્યારે મને એક વાર દર્શન કરવા લઈ જાઓ ને!"

મેં કહ્યું: "અરે! અરે! એ શું બોલ્યા! એ તો કોઇને મળતાં જ નથી. બસ દિવસ આખો ઘરમાં બેસી રહે અને ધ્યાન ધર્યાં કરે. એમ લોકોને મળવા દે તો પછી લોકો

એમની માનતા માની માનીને એમને જંપવા પણ દે કે? અને આપણા લોકો માગે, તે અક્કલ વિનાનું માગે, નસીબમાં ન હોય એવું માગે. એક બાઈના નસીબમાં છોકરો નહિ ને માગ્યો તે આંધળો છોકરો આપ્યો. બોલો!"

હું બોલતો હતો તે દરમિયાન મહારાજના મુખ ઉપર હર્ષ, ચિન્તા, ઉદ્વેગ વગેરેની રેખાઓ આવી આવીને ઊડી જતી હતી. છેલ્લું વાક્ય સાંભળી મહારાજનો જીવ કંઈક હેઠો બેઠો અને બોલ્યાઃ "પણ મારા નસીબમાં તો છે. મારું સગપણ તો ભટને ત્યાં થઈ ગયું છે. પણ કન્યા જરા નાની છે. પણ નાની છે પણ રૂપાળી બહુ છે હોં! અને નાની છે પણ મુઈ અત્યારથી બધુંય સમજે છે. હું જાઉં તો કહેશે મારા સારું શું લાવ્યા? અને પાણી મગાવું તો ધમ ધમ કરતી લાજ કાઢીને ચાલે!" છેલ્લાં વાક્યો બોલતાં મહારાજના હૃદયનો રસ મુખમાં આવતો હતો અને દર ક્ષણે તેનાં શીકરો ઊડવાની ભીતિ રહેતી હતી. મેં શાક માગ્યું. મહારાજ ઝપાટાબંધ ઊઠી શાક લઈ આવ્યા અને મને અને રેવાશંકર બન્નેને પીરસ્યું. શાક અને ઘી મહારાજની પ્રસન્નતાનાં ખાસ ચિહ્નો છે.

મેં કહ્યુંઃ "ત્યારે તો તમારે જક્ષણી માતાનું કાંઈ કામ નથી."

મહારાજ ઊંડા વિચારમાં પડી બોલ્યાઃ "તમે વૈદું જાણો છો?"

"ના."

"હું મહેતા ડેપ્યુટી સાહેબને ત્યાં નોકર હતો. એ નવી બાઇડી પરણ્યા હતા, તેને રાંધતાં નહોતું આવડતું તે મને રાખેલો. મારા ઉપર ભાઈ, પૂરેપૂરો વિશ્વાસ"—નાની બૈરીના ધણીને નોકરની પસંદગીમાં જે દીર્ઘદૃષ્ટિ અને ઝીણવટ રાખવી

પડે છે તેને માટે આ અજ્ઞાત ‘ડેપ્યુટી’ તરફ મને ઘણું માન થયું—“બૈરી નાની તે વૈદને પૂછીને તેમણે ટોપરું ખવરાવ્યું, તે બૈરી તો મોટી આવડી થઈ!” મહારાજે ડાબા હાથનો પંજો પોતાને ડાબે ખભે અંગૂઠાને આધારે ટેકવ્યો. “હું એક વાર સાંભળું તો ભૂલું નહિ. મેંય ખવરાવવા માંડયું છે. પણ હજી ઊંચી નથી થઇ. એમ કાઠું કર્યું છે, પણ હજી દીઠે નીચી લાગે.”

મેં કહ્યું: “ત્યારે બીજી બાઇડી જોઇએ છે?”

“ના, ના, બીજી આવી ન મળે. જક્ષણી માતાને કહીને ઝટ મોટી થાય એમ કરો. અને મારે ઘેર બૈરી સુખી થાય હોં. જુઓ કશું કામ છે? રાંધું પણ હું, તેને દાળ ચોખા વીણવા પડે. અને હું રસોયો ખરો પણ બાર વાગે છુટ્ટો. ગામમાં નીકળું તો મને કોઇ રસોયો ન જાણે. હજામત તો હેરકટિંગમાં જ કરાવવાનો. આઠ આના તો લે આઠ આના. ને માથામાં તેલ અત્તર પોમેટમ. મહિનામાં એક બે વાર નાટક સીનેમા તો ખરાં જ. બૈરી દુઃખી ન થાય હોં.” મહારાજે ધણી તરીકેની સર્વ લાયકાત ગણાવી છેવટે કહ્યું: “ત્યારે હું જક્ષણી માતાનાં દર્શન કરવા આવું?”

મેં કહ્યું. “ના, એમ તો નહિ. એ તો હું ન હોઉં ને તમે જાઓ તો કૂતરી થઇને વળગે. તમે એમને માટે રોજ ખાવાનું મોકલતા જાઓ.”

મહારાજ ખુશ થઈ ગયા. હું જમી રહ્યો. મહારાજે તરત જ ભાણું તૈયાર કરી મને ખબર આપી. મેં કહ્યું: “એ રાત્રે તો જમતાં નથી. સવારે છોકરો મોકલીશ એટલે પહેલાં તેની સાથે મોકલજો. સાંભળો. ફક્ત ચાર રોટલી. ભાત

દાળ શાક નહિ. ઘી પણ જરાક જ. હું પૈસા આપીશ. એ મફત ખાતાં નથી. પણ વખતસર કરવું."

મહારાજ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. અને બીજા દિવસથી મોતીનું કામ ચાલ્યું.

૩

હું પાછી આવી. ધાર્યા કરતાં એક દિવસ વહેલી નીકળી શકી. ઘર ઉઘાડયું. સ્ત્રી પુરુષના સમાન હક હોવાથી ઘરની કૂંચીઓ અમો બન્ને પાસે રહે છે.

ઘરમાં ગઈ. મોતી પૂંછડી હલાવતી હલાવતી સામી આવી. પણ આખા ઘરમાં માત્ર એ જ બરાબર હતી. બાકી જ્યાં જોઉં ત્યાં ધૂળ. ખુરશીઓ સિવાયની બધી વસ્તુઓ, ચોપડીઓ પણ, એમ ને એમ પડેલી. ટેબલ પર પણ ધૂળ અને કાગળદાબણિયા નીચે મેં ચિઠ્ઠી મૂકેલી એમની એમ! આ પુરુષો તે ભગવાને કેવા ઘડયા હશે!

મેં બધું વાળીને સાફ કર્યું. ટેબલ પર જઈ કાચમાં જોયું. રસ્તાનો થાક અને આ ધૂળ! મનમાં થયું લાવ માથે નાહી લઉં. માથું છોડયું. ત્યાં કમાડ ખખડયું. મને થયું કે કદાચ એ આવ્યા હશે. સાલ્લાનો છેડો ગળા ફરતો લઈ એમ ને એમ જઇ કમાડ ઉઘાડયું. આ કોણ!

એક ઘણો જ કદરૂપો માણસ, કાળો કોટ પહેરેલો, તાજા વાળ કપાવી હજામત કરાવેલો, વાળમાં ખૂબ તેલ અને પોમેડ, ઉપર તેલથી રીઢી થઈ ગયેલી કોરવાળી કાળી ફેલ્ટની ટોપી, પાતળી ચીપી ચીપીને પાટલી વાળેલી મિલની ધોતલી, હાથમાં દાતણ, અને આવીને મને પગે પડવા લાગ્યો. હું ખસી ગઇ. મેં કહ્યું: "અલ્યા કોણ છે? કેમ આવ્યો છે?"

" જક્ષણી માતા ! ખમા કરો ! સેવકના ઉપર મહેર કરો.'

મેં કહ્યું: " પણ હું જક્ષણી કે દા'ડાની ? "

" હમેશ નીકળતો પણ ઘર બહારથી બંધ; આજ જ તાળું નથી એટલે દરશન કરવા આવ્યો છું. મારા મનના મનોરથ એક વાર પાર પાડો. તમે કહેશો એ માનતા માનીશ."

" ભાઈ, તને કોઈકે ભરમાવ્યો છે. હું જક્ષણી નથી, " કહી મેં કમાડ બંધ કરવા માંડયું તો અંદર આવવા લાગ્યો અને કહે: " માતાજી, આજ દિવસ સુધી તમને ખાવાનું મોકલ્યું તે સામું તો જુઓ ! " હું ચીડાઇ ગઈ. " વળી તું ખાવાનું મોકલનાર કોણ ? જાય છે કે નહિ કે આ ઘોકણું લગાવું ! " અને અંદરથી મોતી ઘૂરકી. મેં લગાવ્યું જ હોત, પણ તેની દીન મુદ્રા જોઇ પાછું મૂકયું. તે વળી બકયોઃ " માતાજી, મારા નસીબમાં બૈરી છે. મારે નવી નથી જોઈતી. તે ઝટ મોટી થાય એટલું કરો. " હવે મારા ગુસ્સાનો પાર ન રહ્યો. મેં હાથમાં ઘોકણું લીધું. " હરામખોર " કહી મારવા જતી હતી ત્યાં " ચંડી, કોપ ન કરો " કહી મને અટકાવી, પેલાને આંગળીની નિશાનીથી રવાના કરી, એ અંદર પેઠા. મને ફરી કહ્યું: " ચંડી, પ્રસન્ન થાઓ ! "

# મુકુન્દરાય

રાવૈયા ગામમાં સવારના નવ દસ વાગે પાદરે વડલા હેઠ ગામનાં ઢોર ભેગાં થયેલાં છે. વડનો છાંયો ફરે અને તડકો પડે તેથી તપીને કોઈ ઢોર માંડ માંડ ઊઠી પાછું છાંયે જાય તે સિવાય ઢોર પણ નિસ્તબ્ધ થઈ ગોવાળની રાહ જોતાં બેઠાં છે. નજીક તળાવની પાળ ઉપર એક નાની પણ સુંદર પુરાતન દેરી છે. આ દેરી, ત્યાંથી જડેલા પ્રાચીન વલભીના શિલાલેખથી અત્યારે તો ઘણી જ પ્રસિદ્ધ થઈ ગઇ છે પણ આપણી વાર્તાનો સમય તેના અગાઉ ત્રણ વરસ પહેલાં છે. તે વખતે તે દેરી પાસે ધર્માદાની જાર વેરેલી પડી હતી. એ જાર ચણીને ધરાઈને કેટલાય પોપટ દેરી ઉપર અત્યારે મોટાં માથાં હલાવતા હલાવતા જાણે કોઈ કારભારાં ડોળતા હોય તેમ વાતો કરતા હતા. તે સમયે એક ઠાકરડો બેઠેલાં ઢોરમાંથી વાંકોચૂંકો રસ્તો કરતો ધીમે ધીમે ગામમાં ગયો. ભરવાડોની ઝોકો વટાવી તે ચૌટામાં ગયો. ચૌટામાં પેસતાં જ તેણે એક નવી ઉઘાડેલી ચ્હાની દુકાનેથી ચ્હા પીધી અને દેવતા માગી ચલમ પીધી. પછી માથાબંધણાનો છેડો છોડતો છોડતો તે બજારના મધ્ય તરફ ચાલ્યો અને વાણિયાની દુકાને આવી તેણે 'રઘનાથ'નું ઘર પૂછ્યું. ત્રણ ચાર દુકાનના વાણિયાઓએ કોઇએ

માત્ર ડોક લંબાવી, કોઈએ બહાર કૌતુકની નજર નાખી અને કોઈએ વૈખરીથી "શું છે? શું છે? કોનું કામ છે" એમ પૂછ્યું પેલા ઠાકરડાએ ફરી નામ દીધું. જાણે તે પ્રશ્ન પૂરો સમજવાને વિદ્યાર્થીઓ મહેતાજીનો પ્રશ્ન જવાબ આપતા પહેલાં બોલે છે તેમ, "કોણ રઘનાથ કે?" એમ બે ત્રણ વાર બોલી એકે કહ્યું: "રઘનાથ તો બે છે. રઘનાથ જોશી, પણે જોશી ફળીઆમાં રહે છે; અને રઘનાથ ભટ, આ ખાંચામાં, પહેલું ખડકીબંધ ઘર."

'રઘનાથ' નામ બે ત્રણ વાર બોલાતાં એ ઘરમાંથી એક બાવીસેક વરસની વિધવાએ ડોકું બહાર કાઢ્યું. ઠાકરડાના હાથમાં તાર જોઇ તેણે ઘર તરફ મોં કરી કહ્યું: "બાપુ, જુઓ જોઇએ, ભાઈનો તાર આવ્યો લાગે છે." બાઈએ થીંગડાંવાળું પણ ચોખ્ખું અબોટિયું પહેર્યું હતું. તેનું મોં ચિંતાવાળું દેખાતું હતું, અને માથાના વાળ આજે જ કઢાવેલા હતા. છતાં તેના અંગેઅંગમાં સ્ફુર્તિ અને તંદુરસ્તી દેખાતાં હતાં અને પોતાની સ્થિતિ ઉપરના પ્રભુત્વથી અને અજ્ઞાત કૃતકૃત્યતાના સંતોષથી જે સ્વસ્થતા આવે છે તે તેનામાં હતી.

ઘરમાંથી, પહેરેલી ધાબળીએ, પાઠની ભગવદ્ગીતાનો ગુટકો એમ ને એમ હાથમાં રાખી, તેના પિતા બહાર આવ્યા, અને ઠાકરડા પાસેથી તાર નીચે નખાવી લીધો. બાપ દીકરી ઘરમાં ગયાં. તારવાળો તેમનો ઉદ્વેગ જોઇ શીખની આશા છોડી ચાલતો થયો. રઘનાથ ભટ ધોતિયું પહેરી, માથે સફેદ પાઘડી નાખી, ખુલ્લે ખભે એક ધોળું ખેસિયું નાખી, હાથમાં લાકડી લઈ બજાર તરફ ચાલ્યા. ધ્રૂજતા હાથ અને અસ્થિર પગ જોઇ ગંગાએ કહ્યું: "બાપુ! એમાં ચિન્તા ન કરશો. ભાઈને

આ વરસ આવવામાં મોડું થયું છે એટલે તાર કર્યો હશે. કાંઇ રોકાણુ થયું હશે. તમે કહો તો હું ગામમાં જઈ વંચાવી આવું." ડોસાએ પોતા પર કાબુ મેળવી, માથું હલાવી ના પાડી, ચાલવા માંડયું. ગામમાં કસળચંદ વાણિયાનો દીકરો ફક્ત કપાસના ભાવના તાર વાંચવા જેટલું અંગ્રેજી ભણ્યો હતો તેની પાસે જઈ રઘનાથે તાર વંચાવ્યો. ઘણી મુશ્કેલીએ છોકરાએ તાર બેસાર્યો કે "મુકુન્દરાય મિત્રો સાથે લોકલમાં આવે છે." કેટલા મિત્રો તે તારમાંથી નક્કી ન થઈ શકયું. તાર સાંભળી ડોસા ચાલવા માંડયા એટલે કસળચંદે બે ઘડી બેસવા આગ્રહ કર્યો. ડોસાએ કહ્યું કે ઘેર રસોઇ કરાવવી છે એટલે ઉતાવળ છે. કસળચંદે બહુ જ મમત્વથી ડોસાને કહ્યું કે આ વખત તો ભાઇની પાસે જરૂર ટપાલની અરજી કરાવવી છે.

રામેયામાં ટપાલનું દુઃખ હતું. ટ્રેન થયા પહેલાં તોરણીઆ મારફત તેમને ટપાલ આવતી. હવે રામૈયા સ્ટેશન ચાર જ માઈલ દૂર હતું પણ ટપાલની વ્યવસ્થા જૂની જ કાયમ રહી હતી તેથી એક દિવસ નકામો જતો. રેલ્વેમાં નવી લાઇન થાય, નવું સ્ટેશન થાય તેમાં પોસ્ટ ખાતાને શું! એ ખાતું તો સ્વતંત્ર છે ના!

રઘનાથ ઉતાવળે પગે ઘેર આવ્યા. ડોસાના મોં પરથી કુશળ સમજી ગંગાએ કહ્યું: "હું નહોતી કહેતી! તમે નકામી ચિન્તા કરતા હતા. ભાઇ આવે છે ના?"

"હા, અને સાથે તેના ભાઇબંધોને તેડતો આવે છે. હવે જમવાનું કેમ કરીશું? ગાડી આવવાનો વખત તો થઈ ગયો છે, નહિ? તેં દાળમાં હવેજ નાખી દીધો છે?"

"હા."

"ત્યારે લાડુ કરીશું?"

"ના, ભાઇને લાડુ પસંદ નથી. તેના કરતાં તો શીરો તેને ભાવે છે એમ એક દિવસ કહેતા હતા. અને સાથે ભજિયાં પણ કરીશું. તમે ભજિયાં માટે જે મળે તે લઈ આવો. ઘી પણ જોઇશે. શીરા માટે બદામ તો છે."

રઘનાથ ઘીનું વાસણ લઈ એમ ને એમ ગામમાં ગયા. બીજી બાજુ ગંગાએ તૂવરની દાળનું પાણી કાઢી નાખી તેની લચકો દાળ કરી અને દહીં સરસ હતું તે ભાગીને કઢી કરવા માંડી. થોડી વારે રઘનાથ તપેલીમાં તાજું, લીલી ઝાંશવાળું ઘી અને બીજા હાથમાં કોળું લઇને આવ્યા અને કહ્યું: "બીજું તો કાંઇ ન મળ્યું."

"કાંઇ ફિકર નહિ. તમે એનાં પાતળાં પતીકાં કરો. એ તો કોળાનાં પણ સરસ ભજિયાં થશે.' ગંગા ઊઠી અને ભજિયાં માટે ચણાની દાળ દળવા બેઠી. ડોસા અતિ ચીવટથી ભજિયાં માટે પાતળાં પતીકાં કરવા બેઠા. એમ આ થોડી મિનિટ પર ચિંતાજન્ય શાન્તિમાં ડૂબેલું ઘર ઘડીમાં હર્ષજન્ય વ્યવસાયમાં પડી ગયું.

રઘનાથ ભટ ગામના પ્રતિષ્ઠિત અને નાતજાતમાં સારી આબરૂવાળા ઊંચા કુટુંબના બ્રાહ્મણ હતા. નાની વયમાં માબાપ ગુજરી ગયાં હતાં પણ તેણે પોતાના જ સાહસથી પહેલાં જામનગર અને પછી કાશી જઇ અભ્યાસ કર્યો હતો. તે સંસ્કૃત સારું જાણતા. જ્યોતિષ, કાવ્ય, ભાગવત, કર્મ-કાણ્ડ વગેરે ભણેલા હતા. તેનો કંઠ ઘણો મધુર હતો અને

જ્યારે ભાગવતની કથા કરતાં કૃષ્ણ યમુનામાં પડતાં યશોદાએ કરેલા વિલાપનું વર્ણન કરતા કે ગોપિકાગીત ગાતા ત્યારે અભણ માણસ પણ આંસુ પાડતાં. પોતાની પ્રતિષ્ઠાથી જ જ્ઞાતિજનોના દ્વેષ છતાં તે સારે ઘેર પરણ્યા અને તેમનાં જૂનાં ઘરાકો અને ગિરાસ તેના કંકાસિયા કાકા પાસેથી એની મેળે પાછાં આવ્યાં. વખત જતાં તેમણે ગિરાસમાં કંઈક વધારો પણ કર્યો. તે મોટી ઉમ્મરે પરણ્યા હતા એટલે તેમની પત્ની નાની ઉમ્મરની હતી, પણ તેનું કુટુંબ ગામમાં અને નાતમાં સુખીમાં સુખી ગણાતું. હરકોરને રસોઈ ઘણી સારી અને ત્વરાથી કરતાં આવડતી. તેના જેવી, પાતળી મોટી ફૂલેલી અને બરાબર ચેડવેલી રોટલી કોઈક જ કરી શકતું અને પૂરણપોળી તો સ્ત્રીઓ તેની પાસે શીખવા આવતી. તેના જેવી ઝીણી વાટ કોઇ ન કરી શકતું અને એક જાડી વાટ કરતાં બે પાતળી વાટનો પ્રકાશ વધારે પડે છે એ તેની પોતાની શોધ હતી. પણ આ સુખ ઝાઝા દિવસ ટક્યું નહિ. નવ વરસની ગંગાને અને છ વરસના મુકુન્દને મૂકી હરકોર ગુજરી ગઈ. રઘનાથને સારા સારા ઘેરથી કહેણ આવ્યાં પણ મોટી ઉમ્મરે ફરી પરણવાની તેણે ના પાડી અને છોકરાંને ઉછેરીને મોટાં કરવા ઉપર જ જીવન ગાળવા માંડયું. છોકરાં નાનાં હોવાથી અને સગાં દ્વેષીલાં હોવાથી તેમને બહારગામ જવાનું છોડી દેવું પડયું; છતાં કરકસરથી અને અંગમહેનતથી તે સારી રીતે રહી શકતા અને પાંચ પૈસા બચાવી પણ શકતા. ગંગા ચૌદમે વર્ષે વિધવા થઈ એ એમના જીવન ઉપર બીજો વધારે કારી ઘા પડયો. પશ્ચિમવયમાં આ ઘા ઠેઠ સુધી રૂઝાઇ ન શકયો. ગંગામાં માતાની

આવડત, સુઘડતા અને પિતાનું સંસ્કારીપણું, ધીટપણું ઊતર્યાં હતાં; તેણે જ નાના ભાઇને ઉછેરવાનો અને ઘરનો બીજો બધો ભાર ઉઠાવી લીધો. રઘનાથની સેવા તે માતા જેવા કોમળ સ્નેહથી કરતી પણ રઘનાથમાં જૂનો ઉલ્લાસ કદી ફરી આવ્યો નહિ. તેમની બુદ્ધિની સૂક્ષ્મતા એની એ રહી, પણ નવાં કાર્યોનો ઉત્સાહ મંદ થયો અને દહાડે દિવસે તે ઓછા-બોલા થતા ગયા. ભગ્નહૃદયમાંથી જાણે તેમનું જીવન વેગથી સરવા માંડ્યું—માત્ર પુત્રને પ્રતિષ્ઠિત જોવાની તેમની જૂની ઇચ્છામાં નિઃશબ્દ નિષ્ક્રિય તીવ્રતા આવી. આવી સ્થિતિમાં પણ ગામમાં તેમની પ્રતિષ્ઠા એ જ રહી હતી. ઊલટું દુઃખમાં રાખેલી ધીરજથી તેમના તરફ પૂજ્યભાવ થયો હતો.

મુકુન્દમાં માબાપની સર્વ શક્તિ ઊતરી આવી હતી ખરી, પણ તેના પિતાના ઔદાસીન્યને લીધે તે કેળવાઇ નહોતી. નાનપણથી જ તેને સ્વતંત્રતાથી કામ કરવાની ટેવ પડી હતી અને એ ટેવ, અંગ્રેજી શિક્ષણ લેવા તે બહારગામ ગયો ત્યારથી વધવા માંડી. મેટ્રિક થયા પછી તે કૉલેજમાં ગયો હતો. અત્યારે તે બી. એસ. સી.ના પહેલા વર્ષમાં હતો અને ઉનાળાની રજા પડેલી હોવાથી ઘેર આવતો હતો.

કૉલેજના અભ્યાસના આ વર્ષમાં વિદ્યાર્થીનું ચારિત્ર્ય અને ભાવી કારકિર્દી કંઇક ચોક્કસ સ્વરૂપ પકડે છે. અને કૉલેજના સ્વાતંત્ર્યના વાતાવરણને લીધે અને પરીક્ષાની ચિન્તા ન હોવાથી આ વરસમાં વિદ્યાર્થીમાં માનસિક અને શારીરિક ઉલ્લાસ પણ ઠીક હોય છે. આપણા મુકુન્દરાયમાં પણ આ વરસ ઠીક ઉલ્લાસ આવ્યો હતો. તે ટેનિસ સારું રમી શકતો, ટેનિસની છેલ્લી રમતમાં જ માત્ર તે હાર્યો હતો પણ તેની

રમવાની છટા ઘણી જ વખણાઇ હતી. તેની છટાથી જ અને સામાન્ય રીતભાતથી સ્ત્રી–વિદ્યાર્થીઓનો તે ખાસ માનીતો થયો હતો. સ્ત્રી–વિદ્યાર્થીઓ ટેનિસમાં તેને ભાગીદાર તરીકે માગતી. અને હમણાં તો ટેનિસ કરતાં પણ સ્ત્રીઓ તરફની રીતભાતથી સર્વ પુરુષ–વિદ્યાર્થીઓ પણ તેને ઘણું માન આપતા. કૉલેજમાં મિસ ગુપ્તા કરીને એક બહુ જ જાજરમાન વિદ્યાર્થિની હતી. પુરુષો તરફ કંઇક તિરસ્કારની નજરથી તે જોતી. ડિબેટિંગ સોસાઈટીમાં તે પુરુષોને હસી કાઢતી. પણ ઘણી વાર સ્ત્રીઓનો આવો તિરસ્કાર પુરુષને વધારે આકર્ષવા માટે જ હોય છે. મિસ ગુપ્તાને પણ તેમ થયું. અનેક પૈસાદારો અને ફેશનેબલ યુવાનો તેની સેવા કરવા તલસતા. ટેનિસમાં, સામા પક્ષના પુરુષો તરફથી બહુ જ સહેલાં પોઈન્ટ્સ તેને મળતાં અને તેના વળતા ફટકા નહિ લઈ શકવામાં પુરુષો પોતાને ધન્ય માનતા. પણ તેમાં અનન્ય સેવાનો લાભ તો મુકુન્દને મળ્યો. એક વાર મુકુન્દે તેના પક્ષકાર થઇ તેને ત્રણ સેટોમાં લાગલાગટ જીત અપાવી, ત્યારથી તેમની મૈત્રી વધી. પછી લેબોરેટરીમાં પણ બન્ને અનાયાસે ઘણીવાર એક જ ટેબલ પર ભેગાં થઇ જતાં. એકવાર મુકુન્દના ટેબલ પર મિસ ગુપ્તા જઇ ચઢયાં. મુકુન્દે ટેસ્ટ–ટયુબમાં એક સુંદર વાદળી રંગનું ડિપોઝિટ બનાવ્યું હતું તે બતાવી કહ્યું: “ મિસ ગુપ્તા, શું તમને આ રંગ સુંદર નથી લાગતો ? ” મિસ ગુપ્તાએ હા પાડી. મુકુન્દે વાત લંબાવી: “ સાયન્સને લોકો જડ માને છે. પણ કોણ કહેશે આમાં સૌંદર્ય નથી ? ” મિસ ગુપ્તાએ ફરી હા પાડી. મુકુન્દ આગળ વધ્યો: “ તમને નથી લાગતું આ રંગની સાડી હોય તો શોભે ? ” મિસ ગુપ્તાએ કહ્યું: “ હા,

એ રંગની સાડી હોય છે પણ ખરી." મુકુન્દે જરા વધારે બહાદુર થઈ કહ્યું: "હોવી જ જોઇએ. હિંદુસ્તાન તો રંગોનો દેશ છે. આપણે રંગોના પ્રયોગો કરવા જોઈએ. આ રંગને આપણે સરખાવી જોઈએ તો કેવું?" મિસ ગુપ્તાને આમાં ઘણો રસ પડ્યો. બીજે દિવસે મિસ ગુપ્તા એવી જ સાડી પહેરીને આવી અને મુકુન્દને એ રંગનું સોલ્યુશન બતાવવા કહ્યું. મુકુન્દે કહ્યું: "તમે પોતે જ બનાવો. હું બધી સામગ્રી કરી આપું." મુકુન્દે તેમ કર્યું. બધી ક્રિયા કર્યા પછી એક હાથમાં ટેસ્ટ-ટ્યુબ અને બીજા હાથમાં શીશી લઈ મિસ ગુપ્તા છેવટનું દ્રવ્ય રેડતી હતી, અંદર ધીમે ધીમે રંગ થતો જતો હતો તે જોતી હતી, અને તે જ વખતે તેના માથામાં ખોસેલી પિન નીકળી ગઈ, અને છેડો સરવા લાગ્યો. અરધું જાણતાં અરધું અજાણતાં તેનાથી મુકુન્દનું નામ દેવાઈ ગયું અને મુકુન્દે 'કંઈ નહિ' કહી તેનો છેડો બહુ જ વિવેક અને મર્યાદાના દેખાવથી ખભા પર સરખો કરી આપ્યો. બસ. ત્યારથી મુકુન્દ જ આખી કૉલેજમાં ધન્યતમ યુવાન ગણાવા લાગ્યો.

મુકુન્દની પ્રતિષ્ઠા હવે વધવા માંડી. બધા વિદ્યાર્થીઓ તેને માન આપવા લાગ્યા. નોકરો પણ તેને સલામ ભરવા લાગ્યા, અને તેનો હુકમ ઉઠાવવા લાગ્યા. તેનો ટેસ્ટ વખણાવા લાગ્યો. તેની મૈત્રી કરવી એ ફૅશન થઈ. તેને ઘણા પૈસાદાર મિત્રો થયા. તેમને તે કેટલીક ઉત્તમ ચીજોના ઉપયોગ શીખવતો, ટાઈના પ્રકારો શીખવતો, રૅકેટ સંબંધી અને ફટકા મારવા સંબંધી સલાહ આપતો, છેલ્લામાં છેલ્લી ઢબ સંબંધી અભિપ્રાય આપતો. આ બધા પ્રસંગોથી તે પોતે ન ખરીદી શકે એવી ઘણી ચીજો તેને વગર પૈસે મળતી.

મિત્રો આગળ તે ગરીબ દેખાવું પસંદ કરતો નહિ. પૈસાદાર દેખાવાની કળા પોતાને સિદ્ધ છે એમ તે માનતો. તેની પાસે પૈસા ઓછા હતા પણ તે પાકીટ ઊંચી જાતનું વાપરતો. તે બનાતના ઊંચા જોડા લઈ શકતો નહિ પણ બ્લેંકો લગાડી તેને બરાબર સફેદ અને ડાઘા વગરના રાખી શકતો. પાટલૂન નેકટાઇ પહેરવાનો રિવાજ તેણે હજી દાખલ કર્યો નહોતો પણ ઝીણાં ફરફરતાં ધોતિયાં તે સુંદર રીતે પહેરતો. આ બધાનું પરિણામ એ થતું કે જો કે તેના બહારના દેખાવના પ્રમાણમાં તે બહુ કરકસરથી રહેતો પણ પોતાની સ્થિતિથી ઘણું વધારે ખરચ કરતો અને બાપ પાસેથી ચોપડીઓ મગાવવાના ખોટા બહાનાથી તેને ઘણી વાર પૈસા મંગાવવા પડતા.

તેની છેવટની ફતેહોથી અંજાઈ પાસેના કેટલાક પૈસાદાર મિત્રો તેને ત્યાં આ વખતે વેકેશન ગાળવા આવતા હતા.

ગંગા અને રઘનાથ, ભાઈ માટેની ધામધૂમમાં પડ્યાં હતાં એટલામાં બાપના તીવ્ર કાને બહાર એકાનો અવાજ સાંભળ્યો. તે સાંભળીને તે ખડકી તરફ ધીમે ઊઠીને જાય છે એટલામાં એકામાંથી એકદમ ઊતરી ‘ કમ. ઑન, કમ ઑન ’ કરતો મુકુન્દરાય ખડકીમાં આવ્યો. તેની પાછળ બે જણા ખાખી ખમીસ, ખાખી નેકટાઇ અને ધોતિયાં પહેરેલા, એક હાથમાં બિસ્ત્રો અને બીજા હાથમાં ટેનિસનું પ્રેસમાં દબાવેલું અને ખાખી રબરની ખોળવાળું રૅકેટ લઇને ખડકીમાં પેસતા હતા. રઘનાથે “ ભાઈ આવ્યો ” કહ્યું, પણ મુકુન્દરાયનો મિત્રો તરફનો વિવેક હજી પૂરો થયો નહોતો એટલે તેણે કાંઇ જવાબ ન દીધો. અંદર આવી, મુકુન્દરાય, ઘંટીના અવાજથી, જાણે પોતે દોરી રાખેલું કોઇ સુંદર ચિત્ર કોઇએ

ભૂંસી નાખ્યું હોય તેમ, ચીડાઇને બોલ્યો: " આ અત્યારે ઘંટી કોણ ચલાવે છે ? " ગંગાએ, જરા લોટવાળા હાથ ખંખેરતાં હસતે મોઢે બહાર આવી કહ્યું: " ભાઈ, તમારે માટે ભજિયાંનો લોટ જરા દળતી હતી. મોઢું કેમ સૂકાઈ ગયું છે ? " મુકુન્દે એ જ અવાજમાં કહ્યું: " પણ હજી તમે રસોઇ નથી કરી ? મેં તાર કર્યો હતો ને ! કેટલું બધું મોડું થયું ? અલ્યા એકાવાળા, ટ્રંકો અંદર લાવ. આવોને મિસ્ટર પંડિત, મિસ્ટર ચોકશી. " બન્ને મહેમાનો, ઘંટીના અવાજથી મુકુન્દરાયને જે આઘાત લાગેલો હતો તેના સાક્ષી થઈ તેની સ્થિતિ વધારે કફોડી ન કરવા, ખડકી બહાર સામાન લેવા પાછા ગયા હતા, તે અંદર આવી ઊભા રહ્યા. મુકુન્દરાયની પૂર્વની મૂંઝવણ હજી બંધ પડી નહોતી અને તેથી અંદર બોલાવેલા મિત્રોને શું કહેવું તે તેને તરત સૂઝ્યું નહિ. ખુરશી ટેબલ હોય તો મિત્રોને અંગ્રેજીમાં કહી શકાય કે ' કૃપા કરી તમારી બેઠક અહીં લ્યો. ' પણ આ તો ઓટલો, તેના પર ચઢવાનાં પગથિયાં, તેમાં મિત્રોને શું કહેવું ? આ ગામની અને ઘરોની રચના તેને બહુ જ અર્થ વિનાની લાગી. તેના પિતા તેના આગલા પ્રશ્નોનો જવાબ ગળી જઈ, તેની વિહ્વલતા કંઈક સમજી બોલ્યા: " આવોને ભાઇ, અહીં બેસવું હોય તો અહીં બેસો, ખાટલા ઉપર. નહિ તો ખડકી ઉપરની મેડીએ તમારો ઉતારો રાખ્યો છે ત્યાં સામાન મુકાવો. "

મુકુન્દને પોતાની પ્રતિષ્ઠા સાચવી રાખવા અને મિત્રો માટેની ચીવટ બતાવવા હજી જરા વધારે પ્રશ્નો કરવાની જરૂર લાગી. " ઉપર સાફ કરાવ્યું છે ? " ડોસાએ અતિ ભાવ-પૂર્વક કહ્યું: " રજાઓ પડી ત્યારથી બહેન એ મેડી હમેશાં

સાફ કરે છે." આ ઉત્તર પણ તેને રૂચ્યો નહિ. એકાવાળાને બિસ્ત્રા અને ટ્રંકો ઉપર મૂકવાનું કહી તેણે ફરી પૂછ્યું: "પણ ત્યારે હજી સુધી રસોઇ કેમ તૈયાર થઇ નથી? મેં એટલા માટે તો તાર કર્યો હતો."

"પણ ભાઇ, તાર તો હજી હમણાં આવ્યો, અને ગામમાં વંચાવવાનું પણ દુઃખ."

રેલ્વેનો તાર, મૂકનાર મુસાફર પહેલાં જવલ્લે જ પહોંચે છે એ હકીકત સર્વ જાણે છે. પણ માણસ કોણ જાણે શાથી એમ માને છે કે મનના વેગથી હકીકતને ઉડાડી મૂકી શકાય છે. પણ હકીકત હમેશાં અર્થહીન હોય છે અને તેને નહિ સ્વીકારનારનાં કાર્યોને અર્થહીન કરે છે.

મુકુન્દે ઘણા જ વેગથી કહ્યું: "અરે, તાર તે કેમ મોડો આવે? મેં ઠેઠ ઝાંખરિયા જંકશનથી કર્યો હતો ને?"

ગંગાએ ભાઇની નિર્બળતાનો લાભ લીધા વિના જરા હસીને કહ્યું: "ભાઇ, એ તો અમને શી ખબર પડે? પણ જો તે તમારે જમવાનું નહિ મોડું થાય. ચા બા પીશો, નહાશો, ત્યાં રસોઇ તૈયાર હશે."

ગંગાના હાસ્યથી મુકુન્દના મનનું હાસ્યદ્વાર ખૂલ્યું. જાણે વસ્તુસ્થિતિ માટે માફી માગતો હોય તેમ પોતાના મિત્રો તરફ વળીને તેણે હસીને કહ્યું: "આ તો ગામડું છે. તાર કરીએ તોપણ આ સ્થિતિ!" મિત્રોએ 'કાંઇ નહિ' કહી પોતાની ઉદારતા બતાવી. એટલામાં એકાવાળાએ ટ્રંકો અને બિસ્ત્રા મેડી ઉપર ચઢાવી દીધા હતા એટલે "ચાલો ત્યારે ઉપર જઇએ" કહી તે મિત્રોને લઇ મેડી તરફ ચાલ્યો. ત્યાં

એકાવાળાએ ભાડું માગ્યું. મુકુન્દે ખિસ્સામાંથી પાકીટ કાઢ્યું; તેની ચાંપો ચપ ચપ ઉઘાડી, અને અંદરથી એક રૂપિયો કાઢી એકાવાળા તરફ જાણે રૂપિયામાં શું છે એવા અભિનયથી ફેંક્યો. એકાવાળો રૂપિયો લઈ ચાલવા જતો હતો ત્યાં રઘનાથ ભટે કહ્યું: "કેમ ભાઇ, આટલું બધું ઠરાવ્યું હતું? એકા તો આઠ દસ આનામાં આવે છે."

મુકુન્દે બેદરકારીથી જવાબ આપ્યો: "અમે તો કોઇ દિવસ ભાડું ઠરાવતા જ નથી. એટલી રકમમાં પાછું શું માગવું? એની પાસે છૂટા પૈસા પણ નહિ હોય. કેમ અલ્યા, છૂટા પૈસા છે?"

પેલો તો ના જ પાડે ના!

મુકુન્દે વાત બંધ કરાવવાને માટે મોઢાનો ફેરફાર કર્યો, પણ તેના પિતા એ સમજી શક્યા નહિ. તેમણે કહ્યું: "એટલા પૈસા તો ઘરમાંથી પણ નીકળશે. નહિ તો બજારમાંથી પણ મળશે."

મુકુન્દે આખરે છેવટના ફેંસલાના અવાજથી કહ્યું: "કાંઇ નહિ, બિચારો ગરીબ છે." એકાવાળો આ રઘનાથ ભટના દીકરાને સલામ ભરી ચાલતો થયો. પણ પોતાના ઘરની સ્થિતિ આમ ચાર છ આના પાછા લેવા જેવી છે એ બાબત આટલી બધી ખુલ્લી રીતે ચોળાઈ તેથી મુકુન્દને માઠું ઘણું લાગ્યું. પ્રયત્નથી હસતું મોં રાખી તે ઉપર ગયો. સમાન સાથે નિરર્થક હાસ્ય અને અસમાન તરફ નિરર્થક તોછડાઇ એ આધુનિકતાનાં લક્ષણો છે.

ઉપર જઈ થોડી વાતચીત કરી પછી ચા પીધી. ચા પીધા

પછી જ સવારનાં શારીરિક નિત્યકર્મો કરવાનો આ મિત્રોનો રિવાજ હતો અને આવી ટેવો પોતાની વૈયક્તિક વિશિષ્ટતા તરીકે તેઓ જાળવી રાખતા હતા અને વધારતા જતા હતા. ધીમે ધીમે ચા પી, સિગારેટ પીતાપીતા,—મુકુન્દ કોઈ વાર બીજાની આપેલી સિગારેટ પીતો પણ આજે તેના પિતાના માનમાં તેણે લેવા ના પાડી હતી—ત્રણે જણ બહાર ગયા.

ગંગાનું કહેવું અક્ષરશઃ ખરું પડયું. મુકુન્દ અને તેના મિત્રો આવીને નાહી રહ્યા ત્યારે જમવાનું તૈયાર થઇ ગયું હતું. વૃદ્ધ રઘનાથ, જુવાનો સંકોચ ન પામે માટે, પોતે પાછળથી જમવાની ઇચ્છા બતાવી અધૂરી રહેલી માળા પૂરી કરવા બેઠા. ગંગાએ પાટલા અને લોટા ભરીને તૈયાર મૂકયા હતા ત્યાં ત્રણેય કોલેજિયનો બેઠા. મુકુન્દે કહ્યું: “ગંગા, લે પીરસ.”

ગંગા શીરો પૂરી અને દાળ પીરસેલી થાળીઓ બહાર લાવી એ જોઇને જ મુકુન્દનો પિત્તો ગયો. તે બોલી ઊઠયો: “શીરો કેમ કર્યો છે?”

ગંગાએ ધીરજથી જવાબ આપ્યો: “ભાઈ, બીજું કરવાનો વખત જ નહોતો.” મુકુન્દે જ એક વાર કહેલું કે શીરો તેને બહુ ભાવે છે પણ ગંગા કુદરતી રીતે જ કળી ગઈ કે એ જવાબથી ભાઈની સ્થિતિ ખરાબ થશે, એટલે તે ગમ ખાઈ ગઈ. પણ મુકુન્દ એમ શાન્ત થાય તેમ નહોતો. “એનો એ જવાબ ન આપ. પૂરણપોળી કરવી હતી.”

“ભાઈ, દાળમાં હવેજ નાખી દીધો હતો. ફરી દાળ મૂકું તો ઘણી વાર થઇ જાય.”

“અને શાક તો બિલકુલ કર્યું જ નથી?”

"બીજું કાંઇ મળતું નહોતું. પણ ભજિયાં કર્યાં છે."

ઉપરી અમલદાર તાબેદારનો ખુલાસો સ્વીકારતો હોય એવે અવાજે મુકુન્દે કહ્યું: "ઠીક ત્યારે; શેનાં કર્યાં છે?"

"કોળાનાં."

મુકુન્દને આ અસહ્ય લાગ્યું. તેણે ચાખવા જેટલી રાહ જોઇ હોત તો તેને અને તેના મહેમાન મિત્રોને સમજાત કે શહેરનાં ભજિયાંથી આ કોઇ રીતે ઊતરે તેવાં નહોતાં. પણ તેને તો કોળાનું નામ જ ખરાબ લાગ્યું. તેનાથી મોટા અવાજે બોલી જવાયું: "કોળાનાં તે કાંઇ ભજિયાં કહેવાય!"

ગંગાને ઘણું ઓછું આવ્યું. તેણે કાંઈ જવાબ ન આપ્યો. મુકુન્દને પણ પોતાની પ્રતિષ્ઠા માટે એ જ જોઈતું હતું. બહેનના સામું પણ મુકુન્દે જોયું નહિ. તેણે થોડી વાર રોષભર્યે મોંએ ખાધા કર્યું અને પછી મિત્રો સાથે શહેરના સિનેમા, પાર્ટીઓ વગેરેની વાતો કાઢી તેમનું મનરંજન કરવા માંડયું.

મુકુન્દરાયને અંગ્રેજી ભણેલા તરીકે સ્ત્રી માટે માન પણ ન હોય એ વાંચનાર કદાચ માનવા તૈયાર નહિ હોય. પણ હું એમ ક્યાં કહું છું? મેં તો પહેલેથી જ જણાવ્યું છે કે મુકુન્દરાયને સ્ત્રીઓ માટે માન હતું, સ્ત્રીઓ તરફ ઘણો સારો આદરભાવ રાખવા માટે તેના મિત્રો તેના તરફ ઘણો આદરભાવ રાખતા. પણ સ્ત્રીઓ એટલે કઈ સ્ત્રીઓ? જેમના તરફ સ્ત્રીભાવ થઈ શકે તે સ્ત્રીઓ, અને સ્ત્રીનો એક અર્થ પત્ની પણ થાય છે: ઘણી વાર અનેક અર્થોમાંથી એક જ અર્થ હૃદય અને કાર્યમાં ઊતરવા પામે છે.

સવારે ટપાલ સંબંધી થયેલ વાતચીત મુકુન્દને કહેવાને રઘનાથ ઘણા વખતથી રાહ જોતા હતા. પણ તેને વાતનું

મુખ મળતું નહોતું, છતાં ધીમેથી વાત કાઢવા તેણે કહ્યું: "કેમ, હવે તો આરામ લેશો ખરું ના ?"

મુકુન્દે ટૂંકમાં 'હા' કહી.

રઘનાથે આગળ ચલાવ્યું: "પછી જરા આ ભાઇઓને ગામ દેખાડજો. પેલી તળાવની પાળ ઉપરની દહેરી બતાવજો. તેમાં શિલાલેખ છે તે બતાવજો."

મુકુન્દને ગામડાની વાત જ કાપી નાખવી હતી. તે કહે: "હવે એમાં તે શું જોવું છે ?"

ડોસા ત્યાં પણ પાછા પડયા. તો પણ આગળ બોલ્યા: "તો પણ જરા નમતે પહોરે કસળચંદને ત્યાં જજો. તેઓ સંભારતા હતા તમને. અને કહેતા હતા કે આ વખત તો ભાઇની પાસે ટપાલની અરજી જરૂર લખાવવી છે."

આ બધી ક્ષુલ્લક બાબતોથી વળી મુકુન્દને માઠું લાગ્યું. તેણે જવાબ આપ્યો: "તે અમે આમ કૉલેજમાં ખૂબ કામ કરીને થાકીને આવ્યા હોઇએ ત્યાં વળી અરજી ક્યાં લખવા જઇએ !" અને આમ કહેતાં માથાની બાબરી આંખ પર સરી આવતી હતી તેને જગાએ પાછી ફેંકવા તેણે મોઢું ત્રાંસું ઉછાળ્યું. તેથી તેના મનના અને વાણીના ઉછાંછળાપણાનો એ બરાબર ઉચિત અભિનય થઇ રહ્યો. તેના બાપે બોલવું બંધ કર્યું.

ત્રણેય જણા મેડીએ સૂવા ગયા. મિ. પંડિત અને ચોકશી તો ઊંઘી ગયા, પણ મુકુન્દને ઊંઘ ન આવી. તેનું ચિત્ત વિચારે ચઢયું.

'ડોસાએ મારી પ્રતિષ્ઠા ઉપર બધું પાણી ફેરવ્યું. હવે આ ચોકશી ને પંડિત એમ જ માનશે કે હું તો ગરીબ છું.

કૉલેજમાં બધેય કહી દેશે. મેં નિશાની કરી તોય એકાવાળાની વાત પડતી ન મૂકી! હું કૉલેજમાં કેટલી કરકસર કરું છું તે એ સમજતા જ નથી. મિ. દલાલ પચીસ રૂપિયાનું રૅકેટ વાપરે છે અને હું આઠ જ રૂપિયાનું વાપરું છું. તેથી જ હું તે દિવસે ટુર્નામેન્ટમાં હારી ગયો. છતાં સ્ટાઈલ તો મારી જ વખણાઇ હતી. કલેક્ટરે અને તેની પત્નીએ મારું નામ પૂછ્યું હતું. હવે આમ ક્યાં સુધી સહન કરવું? ક્યાં સુધી માન રાખવું? હવે મારે એક વાર ડોસા સાથે ચોખવટ કરવી જ જોઇએ. માન રાખવું એ મનની નબળાઇ છે......'

મુકુન્દ, મિત્રો જાગે નહિ તેમ, બાપને કહેવાનો નિશ્ચય કરી ઊઠ્યો. રઘનાથ પાસે ગયો. મુકુન્દની વર્તણુકથી તેમને માઠું લાગ્યું હતું અને 'રુચિ નથી' કહી તે જમ્યા પણ નહોતા. અત્યારે ઉદાસ થઇને થાકીને જરા આડે પડખે થયા હતા. જરા સળવળાટ સાંભળતાં જ આંખ ઉઘાડી મુકુન્દને જોઈ તેઓ બેઠા થયા. મુકુન્દ પાસે બેઠો પણ કોણ જાણે, તેના મિત્રો અને કૉલેજનું વાતાવરણ નહોતું તેથી, કે પિતા પાસે છૂટ લેવાની ટેવ નહિ તેથી, તે વાત શરૂ કરી શક્યો નહિ. તેણે ફરી સબળ થવાનો નિશ્ચય કર્યો અને કૃત્રિમ વેગ અને બળથી તે બોલવા માંડ્યો. પણ આથી તેના બોલવામાં કાંઈ મર્યાદા કે ઢંગધડો કે ક્રમ કે વિચારસંકલના પણ રહી નહિ. "આવું હું ક્યાં સુધી સહન કરી શકું? તમે મારી પ્રતિષ્ઠા મારા ભાઈબંધોના દેખતાં ખોવરાવી છે. મારે રૅકેટ વગર ચલાવવું પડે છે. તમે નક્કામો લોભ બહુ કરો છો! હું તમારી આમન્યા ક્યાં સુધી રાખું?" વગેરે તે જેમ આવે તેમ બોલી ગયો. રઘનાથ પોતાની ટેવ પ્રમાણે

ચૂપ જ રહ્યા. ફરી મુકુન્દને ન સમજાયું કે હવે શું કરવું. પણ એટલે આવ્યા પછી વાત પૂરી કરવા સિવાય ઉપાય નહોતો. તેણે ફરી બળનો નિશ્ચય કર્યો અને પૂછ્યું: "ત્યારે શું કહો છો?" રઘનાથ ખિન્ન પણ શાન્ત વદને બોલ્યા: "શેનું?"

"આ પૈસામાં હેરાન થાઉં છું તેનું?"

"પણ પૈસા તો છે તેટલા મોકલું છું. બીજા ક્યાંથી કાઢું?"

મુકુન્દને તો હવે વાતને ઠેઠ પહોંચાડવી હતી. તેણે કહ્યું: "તો ખેતરો વેચી નાખો. હું મારા અભ્યાસની ખાતર ગમે તેટલો આત્મભોગ આપવા તૈયાર છું!"

"પણ ખેતરો એમ વેચી દઇએ તો ગંગાનું શું થાય?"

મુકુન્દને એક ક્ષણમાં અનેક વિચારો આવી ગયા. વિધવાવિવાહ નહિ કરવાનાં અનેક અનિષ્ટ પરિણામો ઉપરાંત તેને બીજાં ઘણાં દેખાયાં. આ ઉપાય પિતાને સમજાવવાનું તેને મન થઈ ગયું, પણ જીભ ન ઊપડી. બધા વિચારો સંકેલીને તેણે એટલું જ કહ્યું: "ગંગાની ચિન્તા કરવાની જરૂર નથી. અત્યારે બરાબર ખરચ કરીએ તો મારે સારી ઓળખાણ પિછાણ થાય અને ભવિષ્યમાં તેથી ફાયદો થાય. ગંગાનો નિભાવ તો તેથી સહેજમાં થઈ જશે."

તેના પિતાએ તેને જવાબ ન આપ્યો. મુકુન્દ મોટો થઇને કમાય એ એમને એટલું બધું અસંભવિત ન લાગ્યું, પણ કમાઇને બ્હેનને નિભાવે એ અસંભવિત લાગ્યું. મુકુન્દ કૉલેજમાં કેવાં કેવાં ખરચ કરે છે અને બીજાં તેને ક્યાં ક્યાં કરવાં છે તે તે જાણતા નહોતા, પણ મુકુન્દે આજ સુધી સારાં રૅકેટ, સારા જોડા, કોટ પેન્ટ, જાતજાતના કૉલર

ટાઈ, હૅટ વગેરે લેવાના અનેક મનસૂબા કરી કરીને અંતરમાં સંઘરી રાખ્યા હતા તેનો ભાવ તેના મોં પર શું જાણે શાથી રઘનાથ કળી ગયા. તેમને સમજાયું, કે મુકુન્દની કમાણીમાં ગંગાનો સમાસ થવાનો નથી અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખી તે માત્ર એટલું જ બોલ્યા: "એમ ન થાય." મુકુન્દ હજી પણ બળનું આવાહન કરત, પણ શું કહેવું તે સૂઝયું નહિ તેથી "ઠીક ત્યારે" કહીને ઊઠયો. છેલ્લા શબ્દો બોલતાં તેણે ફરી મોઢું ત્રાંસું ઉછાળ્યું અને ઉપર ગયો.

ગંગાએ આ વાત બીજા ઓરડામાં રહી સાંભળી હતી અને તેથી તેને ઘણું જ માઠું લાગ્યું હતું, પણ મનનો ભાવ દબાવી તે નિત્યને સમયે પાણી ભરવા ઊઠી. આજે પાણી વધારે વર્યું હતું તેથી તે બે હાંડા લઈ પાણી ભરવા નીકળી અને મોઢું ન દેખાય માટે એકદમ પસાર થઈ ગઈ. તેને જોઈ રઘનાથ સ્વાભાવિક રીતે જ ઊઠયા અને બારણાંમાં જઈ કહ્યું: "ગંગા, બે હાંડા શા માટે લે છે? બહુ પાણી જોઈએ તો પૈસા દઈ મગાવ." "આ તો નાનો હાંડો છે" એમ કહેતાં તો તે ખડકી બહાર દૂર ચાલી ગઈ.

મુકુન્દ મેડી ઉપર આવી ટ્રેનમાં લીધેલું પેપર ખાલી વાંચવા માંડયો હતો. થોડી વારે તેના મિત્રો જાગ્યા. 'કેમ ચા કરીશું?' કહી તેણે ચા કરવાની શરૂઆત કરી. તેના મિત્રોએ હવે કાંઈક પ્રશ્નો પૂછવા શરૂ કર્યા. મુકુન્દની નાત, જાત, તેનાં ભાંડું વગેરેથી શરૂ થઈ વાત આગળ ચાલવા માંડી. ચાની આશાથી તેમનામાં ઉત્સાહ આવ્યો હતો અને તે ઉત્સાહમાં મુકુન્દ સ્ટવને જોરથી પંપ કરતો જતો હતો અને બધા ઊંચે સાદે વાતો કરતા હતા. ત્યાં ગંગા પાણી ભરીને

આવી અને ખડકીમાં બન્ને હાંડા સાથે પેસાય તેમ નહોતું તેથી ઉપલો હાંડો ઉતરાવવા તેણે મુકુન્દને સાદ કર્યો. મુકુન્દે તે સાંભળ્યો નહિ પણ તેના પિતા ગંગાના જ વિચારો કરતા હતા તે ખડકીએ આવી પહોંચ્યા. હાંડો ઉતારતાં દરમિયાન તેમણે ઉપરથી મુકુન્દનાં કેટલાંક ત્રૂટક વાક્યો સાંભળ્યાં. અનેક અંગ્રેજી શબ્દોની વચ્ચે વચ્ચે નાત, વિધવાવિવાહ, ગંગા, કેળવણી વગેરે શબ્દો આવતા હતા. રઘનાથ અને ગંગા બન્ને, મુકુન્દે બપોરે કરેલી વાત ઉપરથી એટલું સમજી ગયાં કે મુકુન્દ ઘર, ગંગા—પોતા સિવાય સર્વને વિશે, ઘણું જ અપમાનકારક બોલતો હતો. બન્ને બોલ્યા વિના ઘરમાં ગયાં.

સાંજના પાંચેક વાગ્યે મુકુન્દ ગામમાં જઈ એકો કરી લાવ્યો. એકાવાળા પાસે સામાન એકામાં મુકાવી, ઓટલા પાસે ઊભો રહી બોલ્યોઃ “મારા મિત્રો જાય છે. તેમને મૂકવા હું સ્ટેશન સુધી જાઉં છું. સાંજે મારે જમવું નથી. મારી રાહ ન જોશો.” જવાબની રાહ જોયા વિના હાથમાં લાકડી ફેરવતો તે મિત્રોની સાથે ચાલ્યો.

ઘરમાં સર્વત્ર સૂનકાર થઈ રહ્યો. કોઈ મોટું તોફાન આવે, અનેક વહાણોને ફાડી, તોડી, ડુબાડી પસાર થઈ જાય અને પછી દરિયામાં શાન્તિ ફેલાય તેવી શાંન્તિ ઘરમાં ફેલાઈ રહી. રઘનાથને ઘણી વાર ઉદાસીનતા થઈ આવતી, ત્યારે થોડા સમયની શાન્તિથી જ તે સ્વસ્થ થતા, તે ગંગા જાણતી હતી માટે તે કશું બોલી નહિ. કેડ઼ રાત પડવા આવી ત્યારે તેણે ધીમે રહી કહ્યુંઃ “બાપુ, જમવા ઊઠોને, તમે સવારના જમ્યા નથી.” પણ આજની ઉદાસીનતા હજી ઊતરી નહોતી. ગંગા પિતાની પાસે આવીને બેસી રહી, પણ રઘનાથ કશું બોલ્યા જ નહિ. કોઈ એક જ બિન્દુ

ઉપર નજર રાખી બેસી રહ્યા. ગંગાને લાગ્યું કે ડોસાના મનનો ઊભરો વાત કરાવ્યા વિના શમશે નહિ. તેણે કહ્યું: "તમે એમાં દિલગીર શું થાઓ છો? તેણે તાર મોકલ્યો છતાં રસોઈ બરાબર ન કરાઈ તેથી ભાઈ ઘણા ચીડાઈ ગયા, તેમાં તમે શા માટે દિલગીર થાઓ છો?" ડોસા છતાં પણ શાન્ત જ રહ્યા, નજર પણ ન ખસેડી. વસ્તુસ્થિતિનો વધારે મર્મભાગ બોલવાની જરૂર જણાઈ. ગંગાએ કહ્યું: "તમે મારી આટલી બધી ચિન્તા શા માટે કરો છો? કાંઈ હું અશક્ત કે નિરાધાર નથી થઈ ગઈ. અને મારે ભાઈ જેવો ભાઈ છે!" ડોસાએ નજર ફેરવ્યા વિના જ જાણે હજી મનમાં જ વિચાર કરતા હોય તેમ કહ્યું: "એ હવે આપણો નથી રહ્યો." ડોસા બોલવા માંડયા તેથી ઉત્સાહમાં આવી ગંગાએ કહ્યું: "હવે એવું તે હોય!" ડોસાએ ફરી કહ્યું: "હા, એ આપણો નહોય. એ ગયો જ સમજો" એ વખતે બહાર ઓટલા પરથી અવાજ આવ્યો: "એ મુકુન્દ ગયો છે."

મુકુન્દે, પોતાના જેવા સુધરેલા માણસને, કોઈ મિત્ર નહિ, કોઈ વિનોદનું સાધન નહિ, એવી સ્થિતિમાં ગામડામાં કેવી મુશ્કેલી પડે છે તે ઘણી જ નિખાલસતાથી મિત્રોને રસ્તે કહ્યું, અને મિત્રોએ તેને સામાન વિના પણ સાથે આવવા આગ્રહ કર્યાથી તે ટ્રેનમાં જ તેમની સાથે ચાલ્યો ગયેલો. તેણે એકાવાળા સાથે કહેવરાવ્યું હતું કે પોતે ગયો છે. તે સંદેશો એકાવાળાએ બરાબર રઘનાથ ભટને ત્યાં પહોંચાડયો. એકાવાળાનું વાક્ય પ્રસ્તુત વાતચીતમાં એવું મળી ગયું કે રઘનાથ કે ગંગાને કશું પૂછવાનું રહ્યું નહિ.

ગંગાએ જોયું કે હવે દલીલને અવકાશ નથી. તેણે પિતાને વધારે શાન્તિનો સમય આપવા પથારી વગેરે કેટલુંક

ઘરનું કામ કર્યું તે ફરી રઘનાથની પાસે બેઠી. આ વખતે રઘનાથ જ પહેલા બોલ્યા: "આપણે અંબાજી ગયા હતા તે યાદ છે ?"

વિષયાન્તરની આશાથી ગંગાએ કહ્યું: ' હા."

"ત્યાંથી કુંભારિયાનાં દેરાં જોવા ગયેલાં તને યાદ છે ?"

"હા."

"એ દેરાં વિમળશાએ બંધાવેલાં."

"એમ કે ?"

"એ વિમળશા અંબાજીનો ભક્ત હતો" પિતા સ્વસ્થ થતા જાય છે એમ માની ગંગાનો ઉત્સાહ વધતો જતો હતો અને તે સરળ ઉત્સાહથી હાંકારો દેવા લાગી. "તે એક વાર અંબાજી દર્શન કરવા જતો હતો. રસ્તામાં એક મોટી વાવ આવી. તેમાં તે પાણી પીવા ગયો. વાવના પગથિયા પર એક વણઝારો બેઠો હતો તેણે પાણીનો પૈસો માગ્યો. વિમળશાએ ' શેનો ' એમ પૂછ્યું. વણઝારાએ વાવનો શિલાલેખ બતાવી કહ્યું કે ' આ વાવ બંધાવનાર પીથો મારો દાદો થાય. અમારી સ્થિતિ બગડી ગઈ એટલે હું મારી બાપુકી વાવ પર લાગો લેવા આવ્યો છું.' વિમળશાને થયું કે મેં આવાં દેરાં તો બંધાવ્યાં પણ મારી પછવાડે કપૂત જાગે તો મારાં દેરાંનીય આવી દશા થાય!"—ગંગાનો હાંકારો શિથિલ પડતો ગયો—"પછી અંબાજી પાસે ગયો. તેને અંબાજી પ્રસન્ન હતાં. તેમણે કહ્યું: ' બેટા માગ, માગ.' વિમળશાએ કહ્યું: ' માજી, બીજું કાંઈ ન માગું, માગું એક નખ્ખોદ."—હવે ગંગાનો હાંકારો નિઃશ્વાસ જેવો થઈ ગયો હતો—"બીજી વાર કહ્યું: ' માગ, માગ '; ફરી વાર પણ નખ્ખોદ માગ્યું. ત્રીજી વાર પૂછ્યું; ત્રીજી વાર પણ નખ્ખોદ માગ્યું." ડોસા ફરી નીરવ શાન્તિમાં પડ્યા.

આખા ઘરમાં મૃત્યુ જેવી શાન્તિ છવાઈ રહી.

# પહેલું ઈનામ

અમદાવાદમાં ૧૯૨૦–૨૧ માં માત્ર અસહકારની ચળવળ જ શરૂ થઇ નથી. ભવિષ્યના ઇતિહાસકારને એક બીજી હિલચાલ પણ તે જ અરસામાં શરૂ થયાની નોંધ લેવી પડશે. અસહકાર ધીમે ધીમે ક્ષીણ થતો જાય છે, પણ આ બીજી હિલચાલ હજી વધતી જ ચાલી જાય છે. આ હિલચાલ તે સવારમાં શહેર બહાર પૂલ પેલી પાર ફરવા જવાની હિલચાલ. તેનો કોઈ નેતા નથી, તેની સભાઓ ભરાઈ નથી, તેના મેમ્બરો નોંધાયા નથી અને છતાં આ હિલચાલ એ જ સમયે શરૂ થઇ છે તે હજી વધતી જ જાય છે. હું આ હિલચાલને માનનારો એક ઉત્સાહી આગ્રહી માણસ છું.

એક દિવસ હું હમેશની માફક સવારે ઉતાવળો ઉતાવળો ફરવા ચાલ્યો જતો હતો. ત્યાં ઑલિફન્ટ રોડના મુખ આગળ ખ્રિસ્તી દેવળની પાસે મને જૂનો શાળામિત્ર હરજીવન મળ્યો. એકલાં ફરવા કરતાં કોઈ વાત કરનાર સાથે હોય તો સારું કરી મેં કહ્યું: “ઓઃ! હો! હરજીવન! ઘણે દિવસે મળ્યો. સાથે આવે છે? ક્યાં જતો હતો?” “ક્યાંઈ નહિ” કહી તે મારી સાથે ચાલવા લાગ્યો.

અને ‘ક્યાંઈ નહિ’ એ એનો ઉત્તર અક્ષરશઃ સાચો

હતો. હરજીવન કોઇ પણ અમુક જગ્યાએ જતો હોતો જ નથી. તેણે છઠ્ઠી અંગ્રેજીમાંથી નિશાળ છોડી ત્યારથી મેં તેને નવરો જ અથવા નવરાનાં કામ કરતો જ જોયો છે; કાં તો કોઇ ડૉક્ટરને ત્યાં બેઠો બેઠો તડાકા મારતો હોય. વાંચવામાં ન્યૂસપેપરો વાંચે, પણ તેમાં પણ જાહેર ખબરો ને એવી નક્કામી વાતો વધારે વાંચે. વાર્તા વાંચે પણ જરા પણ કલા સમજતો હોય એમ મને કદી નથી લાગ્યું. મિલમજૂરોનાં ઘરો આગળ ફરતો મેં તેને વારંવાર જોયો છે. એક વાર પોસ્ટ ઑફિસના ઓટલા પર બેઠો બેઠો લોકોને કાગળ લખી આપતો હોય, તો બીજી વાર વળી કાબુલીઓના વંડામાં ખોટી હિન્દી ભાષામાં તેમની સાથે મશ્કરીઓ કરતો હોય, તો વળી ત્રીજી વાર રાત્રે સિનેમા કે નાટકનાં થિયેટરોમાં ડોરકીપર તરીકે સીટી વગાડતો બેઠો હોય. ભાઈ સાહેબ અસહકારી થયા ત્યારથી વળી અખાડાનું ચેટક લાગ્યું છે. સાંજે એકાદ અખાડામાં નાનાં છોકરાંને પોતાના ખભા પર ચઢાવી ધિંગામસ્તી કરતો હોય. આગના બંબાનું ભૂંગળું ઝાલી ઊભો રહેતો, બજારમાં હજારો રોગો મટાડવાની દવા વેચનારાના ટોળામાં, માણભટોના, વાજાંની પેટી વગાડનારાના, જાદુગરોના, મદારીના, ટૂંકમાં હલકી જાતના તમાશાના દરેક ટોળામાં મેં તેને જોયેલો છે. માત્ર એક વાર મારી પ્રૅક્ટિસની શરુઆતમાં એક ખૂનકેસમાં વાઘરીના બચાવનો કેસ મને અપાવેલો અને બધો બચાવ સરસ રીતે મને સમજાવેલો તે સિવાય બુદ્ધિ કે ઉપયોગિતાનો તેણે હજી સુધી કશો પુરાવો આપ્યો જાણ્યો નથી. તેમાં પણ તે કામ ઉપયોગી તો મને હતું. તેણે વાઘરી પાસેથી પાઈએ લીધી નહોતી

અને અમારા રિવાજ પ્રમાણે મેં તેની મહેનત જાણવા મરજી બતાવી ત્યારે તેણે કાંઈ પણ લેવાની ચોખ્ખી ના પાડી. સ્વભાવે તે વિલક્ષણ અને સાથે સાથે વિચિત્ર રીતે મશ્કરો છે. અને પરણ્યો નથી એટલે આ બધી વિલક્ષણતાઓ તેને પોસાય છે. અત્યારે તેનો જીવ મૂંગી નાડે ચાલતો હતો તેથી મૂંગો મૂંગો મારી સાથે ચાલ્યો.

પૂલની ચોકી વટાવી પૂલના ફૂટપાથ પર હું આગળ અને તે પાછળ અમે ચાલવા લાગ્યા. કંઈક વાતચીત કરવા મેં કહ્યું: "સવાર સુંદર છે, નહિ?" પણ કાંઇ જવાબ ન મળ્યો. મારી પછવાડે પગલાંનો અવાજ બંધ થયો હતો એમ મને લાગ્યું અને પાછું વાળી જોઉં તો ભાઈ સાહેબ ઊભા ઊભા નદીના પટમાં માણસોનું ટોળું ભેગું થયેલું તે જુએ.

મેં કહ્યું: "અલ્યા હરજીવન, એમાં તે શું જુએ છે? એવાં તો ધરમઘેલાં લોકો ઘણીએ વાર નદીમાં નાહવા આવે છે."

હરજીવન: "પણ આ તો પાણીથી દૂર ટોળું ઊભું છે. હિન્દુ મુસલમાન છોરા બધા ભેગા થયેલા છે. આજે કોઈ પર્વ નથી."

મેં કહ્યું: "ત્યારે અસહકારનું કાંઇ ભાષણ બાષણ હશે."

હરજીવન: "ના. આજે ભાષણ નથી અને આટલું વહેલું હોય પણ નહિ. અંદર કોઈ બોલતું નથી. ટોળું સાંભળતું હોય એવું નથી, જોતું હોય એવું છે." એટલામાં ટોળું જરા પહોળું થયું અને વચ્ચે અમે જોઇ શકયા. મેં કહ્યું: "આ તો કંઇક પંચકયાસ થાય છે, એમાં શું જોવું'તું? તને તો આવી નકામી બાબતો ઉપર જ ધ્યાન આપતાં આવડે છે."

હરજીવનઃ " એ ખૂન છે. હું તો જઇશ."

મેં કહ્યું: " ત્યારે તું જા. મારે તો અમુક ચાલવું જ જોઇએ. આટલામાં જ પાછો મળીશ ના ! " હું આગળ ચાલવા માંડયો. તે નદીના પટમાં ઊતરવા પાછો ફર્યો.

પોણાએક કલાક પછી હું પાછો ફર્યો ત્યારે હરજીવનને પૂલ પર મારી રાહ જોતો ઊભેલો મેં જોયો. મારી પાસે આવી તેણે રૂપિયો માગ્યો. મેં કહ્યું: " આ નીચે જોવા ગયા'તા તેમાં રૂપિયો કમાયા કે શું ? " " ના, કમાયો શું તે તો તને હમણાં બતાવીશ પણ રૂપિયો આપ." મેં રૂપિયો આપ્યો. અમે ચાલતા હતા પણ હરજીવનનું મન કંઇક વિચારમાં પડી ગયેલું મને લાગ્યું. તે મૂંગો મૂંગો આસપાસ ચકળવકળ જોતો ચાલ્યો. રસ્તામાં એક જગ્યા બતાવીને મને કહેઃ " આ જુઓ ! " હું આસપાસ જોવા લાગ્યો, પણ મને કશું દેખાયું નહિ. મને ફરી કહેઃ " અહીં જુઓ, અહીં." કંઇક માખીઓ બેઠેલી હતી. તે ધૂળ લઇ સૂંઘીને મને બતાવી કહેઃ " જુઓ આ લોહીનાં ટીપાં છે." મને તેમાં કાંઇ રસ પડયો નહિ. પોતે પોલિસ ચોકીમાં જઇ આવ્યો અને ઉતાવળો ચાલી મને મળીને કહેઃ " જુઓ આ કમાયો." મેં કહ્યું: " પણ આની કિંમત રૂપિયાની નથી. બહુ બહુ તો પાવલું અરધો છે."

હરજીવનઃ " એક રીતે પાવલું અરધો પણ નથી અને બીજી રીતે એ અમૂલ્ય છે."

મેં કહ્યું: " પણ નીચે વાત શી થઇ તે તો કહે."

હરજીવન ધીમે સાદે કહેવા લાગ્યોઃ " નીચે પંચનામામાં હું પંચ થઇ આવ્યો."

મેં કહ્યું: "પોલિસને કોઇ બીજો ન મળ્યો તે તારા જેવા અસહકારીને પંચ કર્યો!"

હરજીવન: "તેમને કોઇ ભણેલો માણસ જોઇતો હતો. અને આટલું વહેલું પંચકયાસમાં રોકાવા કોણ નવરું હોય? તમે વકીલો ફરવા નીકળો છો પણ પંચકયાસમાં કામ ન આવો."

મેં કહ્યું: "પછી હતું શું?"

"કોઇ મુસલમાનનું મડદું પડેલું હતું. તેની ડોક ભાંગી ગયેલી હતી. અકસ્માતથી મુઆનો પંચકયાસ કર્યો."

"અકસ્માત કેવી રીતે થયો એ કાંઇ જણાયું?"

"લખ્યું કે પૂલના ફૂટપાથના નળ પર બેઠેલો ત્યાંથી પડી જવાથી ડોક ભાંગી જવાથી મૃત્યુ થયું."

"ત્યારે તો તું ખૂન જોવા ગયેલો તે નિરાશ થયો હોઈશ?"

"ના, હું તો ખુન જ માનું છું."

"ત્યારે તારા જેટલી બુદ્ધિ કોઈ પોલિસમાં નહોતી શું?"

"ના, નહોતી. એલિસબ્રિજને થયાં મારા જેટલાં વરસ થયાં. તેમાં હજી કોઈ વાર આવું ખૂન થયું નથી, અકસ્માત થયો નથી, અને આવું બને એ વિચાર જ પોલિસને આવી શકતો નથી. કોઈ દિવસ નથી બન્યું તે બને જ કેમ? એમને મન તો એલિસબ્રિજની ચોકી એટલે જતા આવતા વાઘરી પાસેથી શાક, દાતણ, લાકડાં વગેરે લેવાં, ચીભડાં, તરબૂચ, જામફળ વગેરે ઋતુ ઋતુના મેવા લેવા, ટોલ નથી આપ્યો કહી ગાડાંવાળાને રોકવા, અને ગુનામાં ગુનો ખોટી બાજૂ ચાલનારા કે દીવા વિનાની સાઇકિલોને પકડવી એટલું જ. એથી મોટો ગુનો થવા માટે એલિસબ્રિજ છે જ નહિ, એમ એ

બધા માને છે. એટલા પોલિસો ધાંધલ કરતા હતા તેમાં માત્ર એકને બુદ્ધિ હતી. પણ એટલા બધા બેવકૂફોમાં એક માણસ શું કરી શકે ?"

મેં કહ્યું: "એમ કેમ ?"

"મૈયતના હાથમાં કોઈ સ્ત્રીના લૂગડાનો આ જરીવાળો છેડો હતો. તેના તરફ એ પોલિસનું ધ્યાન ગયું હતું. પંચક્યાસ લખાતાં તે એ કડકા સામું જ જોઇ રહ્યો હતો અને ફોજદારને તેણે દૂર લઈ જઇ વાત કરી. તે હું સમજી ગયો. પણ ફોજદારને ખૂનકેસ નહોતો જોઈતો એટલે એણે કહ્યું કે એ તો અકસ્માતથી હોય."

"મુસલમાનના હાથમાં હિંદુ સ્ત્રીનો જરીવાળો લૂગડાનો કડકો એ બધાએ કેમ માન્યું ?"

"મેં બચાવી લીધા. મેં કહ્યું કે મુસલમાન છે તે છેડા-તાર વેચાતાં લેવાનો ધંધો કરતો હશે અને હાથમાં તારવાળો છેડો રહી ગયો હશે. પંચને તો પંચક્યાસમાંથી ઝટ છૂટવું હતું. વળી મરનારનો કોઇ સગોસાગવો નહિ, એટલે એ વાત જ લખી નહિ. છેડો ફોજદારે ખીસામાં મૂક્યો તે મેં રૂપિયો આપવો કરી લઇ લીધો."

"તમે એને શું કરશો ?"

"એ ખૂન જ છે. મરનારના પગ પર કહેડાથી પડી જવા જેવા ઘસારા નહોતા અને મારામારીનાં ચિહ્નો હતાં. વળી મેં તમને રસ્તામાં લોહી પણ દેખાડ્યું. હું તપાસ કરીશ."

"તમારામાં આ શક્તિ છે તો તમે પોલિસની સાથે રહી આ ધંધો કરો તો પુષ્કળ કમાઓ."

"પરદેશી સરકારની પોલિસ સાથે કામ ન જ થઈ શકે."

"આ તમે અસહકારી થયા ત્યારથી તમને ભૂત ભરાએલું છે."

"ના, એ ભૂત પહેલેથી હતું માટે અસહકારી થયો."

"પહેલાં આવા નહોતા."

"હા, તમને કેસ આણી આપ્યો ત્યારે ડાહ્યો હતો અને હવે નથી આણી આપતો ત્યારે ડાહ્યો નથી!"

મને હવે હરજીવન અસહ્ય થઈ પડયો. પણ સદ્‌ભાગ્યે અમારા રસ્તા ફંટાયા. અમે સાહેબજી કરી જુદા પડયા.

પાંચેક દિવસ પછી હું સવારે એ જ ફૂટપાથ પર જતો હતો. ત્યાં હરજીવન ફૂટપાથના કઠેડા પર તેના નળમાં પગના ફણા ભરાવી બેઠો હતો. મેં કહ્યું: "તમારો ખૂન વિશેનો મત મને તો તદ્દન ખોટો લાગે છે. તે વિશે 'પ્રજાબંધુ'માં નોંધ આવી છે. તે ઉપરથી તો ખાતરી થાય છે કે અકસ્માત જ હોવો જોઈએ."

હરજીવન: "એ પંચકયાસ જ ફરી ગયો. મરનારના મોંમાંથી દારૂની વાસ આવતી હતી એ ખોટું છે. મેં મોં સૂંઘી જોયું હતું. અકસ્માત ઠરાવવા માટે એમ લખ્યું છે, અને એ લખવા નવો પંચકયાસ કર્યો. અમારાવાળો પંચકયાસ અદશ્ય થયો."

મેં કહ્યું: "એવું તે હોય!" તેણે કહ્યું: "હા, એમ જ છે. અને એ મારે માટે સારું છે." મને એમાં સાર ન લાગ્યો. મારે હજી ફરવા જવાનું હતું અને હરજીવન કાંઇ ત્યાંથી ઊઠે એવો એનો ઢંગ દેખાતો નહોતો. હું ચાલ્યો ગયો.

તે પછી મને કેટલાક દિવસ હરજીવન ક્યાંઇ દેખાયો નહિ. તેને મળવાની ઇચ્છા પણ નહોતી. એની તોછડાઈ અને કડકાઇ મને પસંદ નહોતી. પણ બે ત્રણ મહિના પછી મળવાનું થયું. સમસ્ત ગુજરાત અખાડા મંડળોનો ઉત્સવ હતો. આખા ગુજરાતના અખાડામાંથી રમનારા આવ્યા હતા. મને આમંત્રણ હતું. તેમના લાંબા કાર્યક્રમોમાં મને રસ નહિ હોવાથી કુસ્તી વગેરેના કાર્યક્રમો પૂરા થઈ રહે એટલો મોડો હું ગયો. અતિ ઉત્સાહમાં દોડતાં નાનાં છોકરાંને વટાવી હું અંદર ગયો ત્યાં એક સાતેક વરસનો છોકરો પોતાથી નાના પાંચેક છોકરાઓને કહેતો હતોઃ "આવો હું મહાસુખ થાઉં અને તમે પાંચે ય મારી સાથે કુસ્તી કરો." આ દશ્ય જોઇ, હું પ્રેક્ષકો બેઠા હતા તેમાં મારી પ્રતિષ્ઠાને છાજતા ઊંડાણ સુધી અંદર ગયો અને સારા દેખાતા માણસો સાથે બેઠો. અસહકારીઓએ ખુરશી તો કાઢી નાખી છે. બધાને નીચે બેસવાનું હતું. એક સ્વયંસેવકે મારા હાથમાં સંસ્થાઓના હેવાલ અને કાર્યક્રમનું કાગળિયું મૂક્યું. પાસેનાને પૂછતાં સમજાયું કે હું જોઇએ તેટલો જ મોડો હતો. મગદળ, લાઠી, બનેટી, મલ્ખમ, કુસ્તી વગેરેનો લાંબો કાર્યક્રમ હમણાં જ બંધ થયો હતો અને માણસો રમતો તરફ જોઇને બેઠા હતા તે હવે પ્રમુખ તરફ ફરતા હતા. આખા મંડળમાં એક ઉત્સાહ પૂરો થઈ બીજો શરુ થતો હતો. મારી પાસે બેઠેલા કોઇ શેઠિયાને મેં પૂછ્યુંઃ "કેમ કેવું થયું ?" તેણે કહ્યુંઃ "આખું ય સરસ હતું પણ છેલ્લી બે વિગતો બહુ સરસ હતી. કુસ્તીનું છેલ્લું દ્વંદ્વ અને પંચમુખી કુસ્તી. છેલ્લા દ્વંદ્વમાં હરજીવન હાર્યો." પંચમુખી કુસ્તી નવો જ શબ્દ હતો, પણ મને હરજીવન હાર્યો એ જાણવાની વધારે ઇચ્છા થઇ.

મેં કહ્યુંઃ "હરજીવન કેવી રીતે હાર્યો?" પેલા શેઠે કહ્યુંઃ "હારત તો નહિ, ઘણી સરસ કુસ્તી કરતો હતો." મારી બીજી પાસથી એક માણસે મારો હાથ ઝાલી કાઠિયાવાડી ઉચ્ચારમાં કહ્યુંઃ "ઇ તો વાત જ જાવા દ્યો. જેમ ઓલી કાબર્યું વઢે ના કાબર્યું, એમ ગોટો થઈ ગ્યા તા. કિયો હેઠે કિયો ઉપર કાંઈ વરતાય જ નહિ." હું એની સામું જ જોઈ રહ્યો પણ એને કાંઈ લાગ્યું નહિ. મેં આગળ વાત ચલાવવા પેલા શેઠને કહ્યુંઃ "ત્યારે એમ કેમ થયું?" તેણે કહ્યુંઃ "હરજીવન પણ જબરો ઘણો હતો, પણ મહાસુખ વધારે ચપળ હતો એટલે હરજીવન હાર્યો." વળી પેલા કાઠિયાવાડીએ કહ્યુંઃ "એ હાર્યો પણ જીત્યો જ કહેવાય. આજનું આખું કામ ગોઠવ્યું એણે, હલાવ્યું એણે એટલે એ જીત્યો જ કહેવાય." આ વગર પૂછ્યે બોલાતાં હરજીવનનાં વખાણ મારાથી ખમાતાં નહોતાં. મેં કહ્યુંઃ "ત્યારે તો આ પંચમુખી કુસ્તી હરજીવનભાઇએ ગોઠવી હશે? પંચમુખી હનમાન ઉપરથી નામ પાડયું કે શું?" પેલા શેઠે કહ્યુંઃ "એ સૌથી સરસ હતું. મહાસુખે એકલે બીજી પંકિતના ચાર મલ્લોને હરાવ્યા. આટલું જોયું પણ એવું કયાંઈ જોયું નહોતું." મને પણ જિજ્ઞાસા વધી. મેં પૂછ્યુંઃ "એકલે શી રીતે હરાવ્યા?" પેલા શેઠે કહ્યુંઃ "પહેલાં તો અમને લાગ્યું કે આમાં કાંઇ નથી. પેલા લડવા આવે તેમ તેમ મહાસુખ નાસતો જાય. અમને તો થયું કે આ તો નાસભાગની રમત છે."

"એટલામાં ઘુમરી દેતાંક ને જે ઝપાટો માર્યોના તે એક તો ચીતોપાટ પડયો." પેલા કાઠિયાવાડીએ વચમાં ઝુકાવ્યું. મને ચીડ ચઢી, પણ ગમ ખાઇને પેલા શેઠ સામું જોયું. તેણે વાત આગળ ચલાવી.

"સરત એવી હતી કે એક વાર ચીત થઇ જાય તે ફરી લડવા ન આવી શકે. અને બીજાને તો તેણે રમત રમતમાં પછાડી દીધો. અને પછી તો ઊલટા બાકીના બે સાથે રહી તેનાથી નાસવા લાગ્યા. તેમાંથી એકને પાછો પછાડયો. પણ તેમાં મહાસુખને ઈજા થઇ એટલે હરજીવને સીસોટી વગાડી એ વિગત પૂરી કરી."

મેં પૂછ્યું: "એ મહાસુખ કોણ?"

"એં: ! ઓલ્યો મહાસુખ મૂંગો, નથી ઓળખતા !" પેલા કાઠિયાવાડીએ મારા હાથને આંચકો મારીને કહ્યું. હવે તેને કંઈક સમજાવવાની મને જરૂર જણાઇ. મેં કહ્યું: "તમે ઓળખો તે કાંઇ બધાય તો ઓછા ઓળખે ? એમાં..." "પણ અમેય ક્યાંના ઓળખનાર વળી ! આ તો બધાય અખાડાના માણસો માતર એને મહાસુખ મૂંગો કહે છે એટલે મેં તમને કહ્યું."

પેલા શેઠે કહ્યું: "શાહપુરના અખાડાનો ઉસ્તાદ છે અને અહીં અભ્યાસ કરવા રહ્યો છે. તે બહુ થોડાબોલો છે એટલે તેને બધા મહાસુખ મૂંગો કહે છે. ગણી ગણીને અક્ષર બોલે એવો છે."

મેં કહ્યું: "મને બતાવો જોઇએ." બન્નેએ એને શોધ્યો પણ દીઠો નહિ.

હવે ટેબલ પર ઈનામો ગોઠવાઈ ગયાં હતાં. અખાડા-વાળાઓએ પણ હવે નાગડા બાવાનો સ્વાંગ કંઇક ઢાંક્યો હતો. નાનાં નાનાં ઈનામો અપાઈ ગયાં. મોટાંનો વારો આવ્યો. 'હનમાન કૂદકો, પહેલું ઈનામ: હરજીવન.' અને હનમાન જેવો હરજીવન આવીને લઇ ગયો. 'અંગદ કૂદકો, પહેલું: મહાસુખ.' મારી જ પાછળથી એક પાતળો ગૌર વર્ણનો

જુવાન હજી મૂછનો દોરો પણ માંડ ફૂટેલો, ઊઠીને લઈ આવ્યો. આખી સભાએ તાળીઓના ગડગડાટથી એને વધાવ્યો, પણ તેનું મોં મલક્યું કે ફરક્યું પણ નહિ. પછી ટૂંકી દોડમાં અને લાંબી દોડમાં તથા મલખમમાં પણ મહાસુખ જ પહેલો આવેલો. મહાસુખ એક પછી એક ઈનામ લઈ જતો હતો તેને હરજીવને મશ્કરીમાં કહ્યું: "અલ્યા આટલાં બધાં ક્યાં સંઘરીશ?" પણ એ શાન્ત ગહન મૂર્તિ, એ ને એ, ઊભી થઈ, લઈ, ખાલી જગ્યા પર બેસી જાય. બધાં ઈનામો વહેંચાઈ રહેતાં છેલ્લું કુસ્તીનું પણ મહાસુખને મળ્યું. લોકોમાં ગડગડાટનો જાણે સમુદ્ર ઊછળ્યો, પણ એ એ જ અચલ મુદ્રાથી ઈનામ લઈ અમારી પાસે બેસી ગયો. પ્રમુખે ભાષણ શરૂ કર્યું:

"બહેનો અને ભાઇઓ! ગુજરાતમાં અખાડાની પ્રવૃત્તિ આટલી સારી ચાલે છે એ કાર્યકર્તાઓને ખરેખર અભિનન્દન આપવા યોગ્ય છે. આપે મને આ સ્થાન આપ્યું અને જુવાન ભાઇઓના હર્ષમાં ભાગ લેવાની તક આપી એ માટે આપનો સર્વનો હું ઘણો જ આભાર માનું છું. આજના કાર્યક્રમથી જોતાં આપને સર્વને જણાશે, કે દરેક રમતમાં અને કસરત વગેરેમાં જુવાન ભાઇઓએ ઘણી પ્રગતિ કરી છે. મને માત્ર એક જ બાબતનો ખેદ રહે છે. આપ જાણો છો કે મરહુમ શેઠ મોતીચંદે આખા ગુજરાતમાં 'સમસ્ત ગુજરાત અખાડા મંડળ'નો જે સભ્ય લોકરક્ષણનું કોઇ બહાદુરીનું કામ કરે તેને માટે જે ઇનામ કાઢેલું છે તે આજે ત્રણ વરસથી ખાલી રહે છે. આ વરસે પણ હજી સુધી તે ઇનામને માટે કોઇ ઉમેદવાર આવ્યો નથી તેમ કોઈના તરફથી તે આપવા સંબંધી સૂચના થઈ નથી."

પાસે બેઠેલામાંથી હરજીવને ઊભાં થતાં થતાં કહ્યું: "આ વરસ એક નામ હું સૂચવી શકું એમ છે."

પ્રમુખ: "કોનું? ટ્રસ્ટની કલમ પ્રમાણે એ બાબત સાબીત કરી આપવી પડશે."

"નામની પછી વાત. પહેલાં સાબીત કરી આપું તે સાંભળો. પછી સાબીત થયું ગણો તો નામ આપું."

પ્રમુખ: "ભલે."

કોઇ વકીલ કેસ ચલાવતો હોય તેમ હરજીવન ટેબલ પાસે ઊભો રહ્યો. થેલીમાંથી તેણે તા. ૨૮ મી ઑગસ્ટનું 'પ્રજાબંધુ' કાઢ્યું, અને વાંચ્યું: "'એલિસબ્રિજ ઉપર થયેલો અકસ્માત. ગઇ તારીખ ૨૨ મીના રોજ નદીના વેણામાંથી એક મુસલમાનની લાસ મળી આવેલી છે. તેની લાસ વિશે તપાસ કરતાં માલૂમ પડયું છે કે મૈયત એલિસબ્રિજના ફૂટપાથના કઠેડાના નળે પગ ભરાવીને બેઠેલો ત્યાંથી દારૂના ઘેનમાં નીચે પડી જવાથી ડોક ભાંગવાથી તેનું મરણ નીપજેલું છે. મૈયતનાં કોઇ સગાં કે વારસ મળી આવતાં નથી. તેમ તેનું નામ ઠામ જણાતું નથી.'

"આ લાસ જડી તે દિવસે સવારે હું તથા મારા મિત્ર, અરે વિદ્વાન મિત્ર, વકીલ મિ. વિષ્ણુપ્રસાદ જાની એલિસબ્રિજ ઉપર ફરવા ગયા હતા અને નીચે લાસની તપાસ થતી અમે જોઇ હતી. મારા મિત્ર ફરવા ચાલ્યા ગયા અને હું લાસ જોવા નીચે ગયો હતો. ત્યાં શું શું થયું તે સંબંધી અહીં હું કશું કહેવા માગતો નથી. એ કહેવાથી આપણી પોલિસ, જે દૈવી શક્તિ ધરાવે છે તેની સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તા અને પરમ ન્યાયીપણાને બાધ

આવે એવું છે. તેમ જ એ કહેવાની અહીં જરૂર નથી, પણ મારા મિત્ર એટલો પુરાવો આપશે કે હું તે લાસ જોવા નીચે ગયો હતો અને ત્યાંથી આ જરીવાળો સાડીનો છેડો લેતો આવ્યો હતો."

હરજીવને થેલીમાંથી એક જરીની સાડીનો છેડો કાઢી બતાવ્યો અને મારા સામું જોયું. શું બોલવું તેના ગભરાટમાં હું તેના સામું જોઇ રહ્યો હતો એ સ્થિતિનો લાભ લઇ તે બોલ્યો: "કેમ વકીલ સાહેબ બોલતા નથી ? સરકારી કોરટોમાં ન જવાનો અમે અસહકાર કર્યો છે તેવો તમે અમારી સાથે તો નથી કર્યો ? અથવા સાક્ષીના ભાડા ભથ્થા વિના જવાબ નહિ આપો કે શું ?" મેં જરા ચીડાઇને બેઠાં બેઠાં જવાબ આપ્યો: "હા, હજી એ રૂપિયો પણ તમે પાછો નથી આપ્યો."

હરજીવન: "જુઓ, રૂપિયાની વાત હું નથી કાઢતો. તમારે કાઢવી હોય તો તમારી જવાબદારી ઉપર કાઢજો."

પ્રમુખે આ નકામી વાતથી વખત જાય છે એમ કરી કહ્યું: "હા, હા. એમાં તે શું છે તે પુરાવાની જરૂર પડે ? તમે તમારે આગળ ચલાવો." કોઇ દિવસ નહિ ને આવી બાબત પહેલવહેલી આ પ્રમુખને શિર પડી તેથી પ્રમુખ જરા ગભરાયા હતા અને ઉતાવળા થતા હતા.

બધા માણસો એકચિત્તે શાંત થઈ સાંભળતા હતા. હરજીવને આગળ ચલાવ્યું: "તે જગ્યાએ મેં તે જ દિવસે તપાસ કરી હતી. એ ખૂન હતું એમ મારા મનમાં ખાતરી થઇ છે. પૂલ ઉપર લોહીની ધાર પણ મેં જોયેલી અને તે જ વખતે વકીલ સાહેબને પણ બતાવેલી. ઝપાઝપી નાનીસૂની ન હોવી જોઇએ. કેમ ખરું ને ?"

મારે ફરી હા પાડવી પડી.

"આ ઉપરથી હું માનું છું કે કેટલાક બદમાસોએ આ જરિયાન સાડી પહેરનાર ઉપર હલ્લો કરેલો. અને તે હલ્લામાં આ વસ્ત્ર પહેરનારે પેલા મુસલમાનને નદીમાં ફેંકી દીધેલો."

પ્રમુખે સવાલ કર્યો: "જો નદીમાં ફેંકી દીધેલો તો પૂલ પર લોહી ક્યાંથી હોય?"

હરજીવન: "હલ્લો કરનાર બદમાસો બે ત્રણ હોવા જોઇએ. અને તેમાંના એકને નીચે ફેંકી બાકીનાની સાથે મારામારી થયેલી હોવી જોઇએ."

અત્યાર સુધી હરજીવને મારી મશ્કરી કરેલી તેનું સાટું વાળવાનો હવે મને વખત મળ્યો. મેં ઊભાં થઇ પૂછ્યું: "ઊભા રહો, મને જવાબ દો. ખૂન થતી વખતે સ્ત્રી એકલી હતી કે સ્ત્રી સાથે કોઇ મરદ હતો? તમે શું માનો છો?"

હરજીવન: "સાથે મરદ હોય તો વળી હલ્લો કરે ખરા? માણસને એકલું જોઇને જ હલ્લો કરેલો."

મેં કહ્યું: "ત્યારે તમે જરા વિચાર તો કરો કે સ્ત્રી એમ ત્રણ બદમાસોને શી રીતે હરાવી શકે? એક પુરુષ પણ ત્રણ પુરુષોને હરાવી ન શકે."

હરજીવન: "ગયા યુગમાં એ સત્ય હતું પણ અખાડાની હિલચાલ શરુ થઈ ત્યારથી એ સત્ય ખોટું પડ્યું છે."

પ્રમુખે હવે મને પોતાની પાસે બોલાવ્યો, અને હરજીવનની સામે દલીલ કરવા તરફ તેનું વલણ હતું તે સ્પષ્ટ બતાવ્યું.

મેં કહ્યું: "તે તમારી સ્ત્રી એમ અખાડામાં કસરત કરવા ગઈ હશે?"

પહેલું ઈનામ

હરજીવન હાથમાં પેલો જરીનો છેડો બતાવી બોલ્યો: "આ પહેરનાર અખાડામાં ગયેલ એમ અનુમાન કર્યા વિના છૂટકો જ નથી."

પ્રમુખે વચમાં પડી કહ્યું: "તમે તમારી સાબીતી તરત આપો. આમ નક્કામી જરિયાનની વાત ન કરો. હું કેવી રીતે માનું કે એક સ્ત્રી ત્રણ પુરુષોને હરાવી શકે?"

પ્રમુખની ટીકાથી હરજીવન જરા પણ દબાયો નહોતો. તેણે પાછું ભાષણ શરુ કર્યું: "સાહેબ, તેમાં આ જરિયાન જોવા જેવું છે. જુઓ છેડો અનિયમિત ફાટેલો છે, તાણાતાણમાં ફાટેલો છે, અને આ જરી જુઓ. આપ વેપારી છો. જુઓ આ બધું ખોટું છે. અંદર કશું સાચું નથી. અને છતાં કપડું કેવું ભભકાદાર છે? ગમે તેવી શોખીન અને ભપકો ઇચ્છતી આછકલી હિંદુ સ્ત્રી આ પહેરવાનું પસંદ કરે? દિવસે આ ખોટું છે તે પરખાઈ આવે. રાત્રે જ માત્ર ચળકાટ મારે." પ્રમુખે કંટાળીને કહ્યું: "તમે આગળ ચલાવો. હું કાંઈ સમજતો નથી." હરજીવન: "મારું કહેવું છે કે એ પહેરનાર પુરુષ હતો અને તેણે આ ઝપાઝપી કરેલી."

પ્રમુખ: "એવી રીતે સ્ત્રીને વેષે પુરુષોને મારવાનું કાંઇ કારણ?"

હરજીવન: "આ અરસામાં કેટલાક બદમાસ લોકો એલિસ-બ્રિજ ઉપર બેસી રહેતા અને મોડી રાતે જતી આવતી સ્ત્રીઓને સતાવતા. તે સંબંધમાં તે જ અરસાના એટલે ૧૪મી ઑગસ્ટના 'પ્રજાબંધુ'માં એક ફકરો છે. સાંભળો: 'હાલમાં અમારા ધ્યાન પર એવી ફરિયાદ વારંવાર આવી છે કે કેટલાક બદમાસોની ટોળીઓ એલિસબ્રિજ ઉપર બેસી રહે છે અને

રાત્રે મોડી પસાર થતી એકલદોકલ સ્ત્રીને રોકી તેનું અપમાન કરે છે અને તેના પર અત્યાચાર કરવા સુધી જાય છે. ગુજરાતની સ્ત્રીઓ આવી બાબતમાં ફરિયાદી થવાને અને કોરટે ચઢવાને નાખુશ હોય છે એ જાણીતી વાત છે. પૂલનો રસ્તો રાત્રે માણસ વિનાનો અને ત્યાંથી નાસી છૂટાય એવું ન હોવાથી બદમાસો લોકોને બેધડક પજવે છે. આવો ધંધો કરનાર ઘર-બાર વિનાના કેટલાક ગુંડા હોય છે અને આબરૂદાર પ્રજાજનને તેમના તરફ કશી સહાનુભૂતિ ન હોવા છતાં તેઓ પોતાના કામમાં અત્યારસુધી ફાવતા આવ્યા છે. પોલિસ આ બાબતમાં તપાસ કરી આવા ધોરી રસ્તાને સહીસલામત રાખશે એવી આશા છે.' આ બાબત ખરી છે. કોચરબ, પાલડી, માદલપુર, મીઠાખળી વગેરેનાં બૈરાં આ ત્રાસથી નવ વાગ્યા પહેલાં જ શહેર છોડી ચાલ્યાં જાય છે. પાલડીની ઢેઢડી બાઈ તેલી, મીઠાખળીની દૂધ વેચવા જનારી બાઇ રૂપાં, ગલબાઇને ટેકરે રહેનારી મારવાડી ભીખારણ બાઇ ટેટી, અને સરખેજને રસ્તે વાડા કરનારી વાઘરણ બાઇ રાજી આ લોકોના ત્રાસનો ભોગ થઇ પડેલી. નદીની તેડ ઉપર વસતી છારી બાઇ ગોમી ઉપર પણ બદમાસોએ હલ્લો કરેલો, પણ તે સામી થઇ છૂટી ગયેલી. આ અપમાનથી ઉશ્કેરાઈ કેટલાક છારા પુરુષો બદમાસો ઉપર ચઢી ગયેલા, પણ ગુના કરનારી જાત તરીકે તેઓ પોલિસના દાબમાં હોવાથી, બદમાસોએ પોલિસની મદદથી તેમને હાંકી કાઢ્યા. આ પુરાવા હજી ખાનગી રીતે મળી શકે એમ છે. આ જૂલમમાંથી આ લાચાર અબોલ સ્ત્રીઓને બચાવવા આ માણસ સ્ત્રીને વેષે ત્યાં ગયેલો. તેના ધારવા પ્રમાણે બદમાસોએ તેના પર હલ્લો

કર્યો અને ઝપાઝપીમાં એકને પૂલથી હેઠે નાખી દઈ બેને તેણે મારીને નસાડયા. ત્યારથી આ બદમાસોનો ત્રાસ બંધ થયો છે. આસપાસનાં ગામોમાં તપાસ કરતાં સર્વ કહે છે કે એ લાસ જડી ત્યારથી એ બદમાસી બંધ થઈ છે. હવે હું પૂછું છું કે આ પ્રમાણે પોતાના જીવને જોખમે અબોલ સ્ત્રીઓનું રક્ષણ કરનાર માણસ જો હું બતાવી શકું તો તમે તેને ઈનામને યોગ્ય ગણવા તૈયાર છો ? જો તૈયાર હો તો નામ આપું. અને સર્વ હકીકત સાબીત કરી આપું. જો તૈયાર ન હો તો આટલેથી બંધ કરૂં."

હજી સુધી કશું સાબીત થયું નહોતું, માત્ર હરજીવને રસિક લાગે એવી રીતે એક ઉટાઉ વાત રજુ કરી હતી, પણ લોકોને વાતનો રસ લાગ્યો હતો એટલે બધા એકે અવાજે બોલી ઊઠયાઃ "ચલાવો ચલાવો, હાંકયે રાખો." પ્રમુખને મરજી વિરુદ્ધ આ અવાજના પૂરમાં ઘસડાવું પડયું અને કંઈક તેમના મનમાં ખાતરી હતી કે આવું કશું સાબીત થવાનું નથી.

મારાથી ન રહેવાયું. મેં કહ્યુંઃ "પણ તમારી પાયાની દલીલ જ ખોટી છે. તમે કહો છો કે કોઈ સ્ત્રી આવી સાડી પહેરે નહિ માટે એ સાડી પહેરનાર પુરુષ હોવો જોઇએ. પણ આવી સાડી જો કોઇ સ્ત્રી પહેરતી ન હોય તો બજારમાં આવી સાડીઓ થાય જ નહિ. આવી સાડી થઈ છે એ જ એમ બતાવે છે કે આવી સાડી પહેરનાર કોઈ સ્ત્રીવર્ગ તો હોવો જોઇએ જ."

હરજીવનઃ "આવી સાડી પહેરનાર સ્ત્રીવર્ગ નથી જ. પુરુષવર્ગને માટે જ આ સાડી થાય છે." હરજીવનની આ બેશરમ મૂર્ખતા હું ન સમજી શકયો તેમ શ્રોતાવર્ગ પણ કોઈ ન સમજી શકયો. સ્થિતિભેદને લીધે હું ચીડાયો અને શ્રોતાઓ ખૂબ હસ્યા.

પ્રમુખે વચમાં પડી કહ્યું: "પુરુષને પહેરવાની સાડી એવી ખોટી હકીકત કહેશો તો હું તમને બોલતા બંધ કરીશ."

હરજીવને ટંડે પેટે જવાબ આપ્યો: "જી, હું અક્ષરે અક્ષર ખરું કહું છું. વકીલ સાહેબના પ્રશ્નોથી આપને મારો અર્થ ખોટો લાગે છે. આ સાડી નાટકમાં સ્ત્રીનો વેષ લેવાને માટે ખાસ કરવામાં આવે છે. અને નાટક કંપનીની જ આ સાડી છે."

શ્રોતાવર્ગ ગંભીર આશ્ચર્યમાં પડી ગયો અને મોં પહોળું કરી હરજીવન સામું જોઈ રહ્યો. મેં કહ્યું: "ત્યારે એ માણસ ખૂન કરવા જતી વખતે નાટક કંપનીની સાડી શા માટે લેવા જાય? પોતાના ઘરમાંથી જ સ્ત્રીનું કપડું લઇને ન જાય?"

હરજીવન: "સ્ત્રીતરીકે વધારે આકર્ષક દેખાવા. અને કદાચ એવું કારણ પણ હોય કે તેને ઘરમાં સ્ત્રી જ ન હોય. અથવા સ્ત્રી હોય તો પણ અહીં અમદાવાદમાં એકલો જ રહેતો હોય. અને ઘર ને સ્ત્રી બન્ને અહીં હોય તો પણ, વકીલ સાહેબ! આવું કામ કરવા તમારા ઘરનાં માબહેન કે કોઈ પણ સ્ત્રી તમને કપડું આપે ખરાં કે? તેણે નાટક કંપનીમાંથી જ લેવું પડે."

લોકો હસવા લાગ્યા. આખી સભામાં માત્ર પ્રમુખ જ મારા પક્ષના હતા. તેમણે કહ્યું: "ત્યારે સાબીત કરો કે એ માણસ નાટકમાંથી લઇ આવેલો હતો."

હરજીવને વળી થેલીમાં હાથ ઘાલી એક ખોટી જરીની સાડી કાઢી અને બધા દેખે તેમ પેલો છેડો તેની સાથે મેળવી બતાવ્યો. અને કહ્યું: "જુઓ હવે ખાતરી થઈ?"

લોકો ચકિત નયને જોઈ રહ્યા હતા. તેમાંથી એક માણસે કહ્યું: "ત્યારે હવે નામ જ કહો ને?"

હરજીવન: "ના, એક વાર પુરાવો પૂરેપૂરો ખરો કરી

આપું પછી જ નામ આપું. હવે જુઓ એ અરસાનું 'પ્રજાબંધુ.' ઑગસ્ટમાં અમદાવાદમાં એક જ નાટકમંડળી હતી: 'આર્ય નાટય કલોત્તેજક મંડળી.' તેના માલિક પાસે હું ગયો હતો. તેની પાસે થોડાં નાટકનાં કપડાં ભાડે માગ્યાં. તે મારો ઓળખીતો હતો. મને કહે: 'ભાઈ સાહેબ! હવે કપડાં તો કોઇ દિવસ ન આપું. તે દિવસ ભાડે આપ્યાં હતાં તેમાંથી એક સાડી તદ્દન ફાટીને આવી.' મેં કહ્યું: 'એમ તે કોઇ ફાડી નાખે ખરું વળી?' 'હા, હા, સાહેબ, તમારી પાસે ખોટું શા માટે બોલું? જા, અલ્યા લાલિયા, પ્રમીલાના પાઠની સાડી લઈ આવ.' સાડી આવી, મેં જોઇ, ઓળખી. મેં કહ્યું: 'લાવો, જો તમને નુકસાન થયું હોય તો એ સાડી હું લઇ લઉં.' ૧૫ રૂપિયા નક્કી કરી સાડી લીધી. મેં કહ્યું: 'પહોંચ આપો એટલે એ લોકો પાસેથી પૈસા હું લઇ શકું.' તેણે હા કહી. પહોંચ લખતાં મેં કહ્યું: 'કોઇ અણઘડ છોકરો હશે તે ફાડી હશે.' તે કહે: 'અરે, ના રે સાહેબ. અણઘડ તો કોઇ નહોતો. પેલો જેનો પાઠ સૌથી વખણાયો હતો તે જ હતો. નામ તો મને યાદ નથી. અને પાઠ શેનો હતો? એવાં નામો પણ યાદ ન રહે. પણ બધાં પેપરોમાં તેનાં વખાણ આવેલાં હતાં. તેણે ફાડી હતી. અને નાટક પછી બે દિવસ બધાં કપડાં મોડાં મળ્યાં. સાહેબ, ગમે તેમ પણ છોકરા: તેમને કશી જવાબદારી મળે જ ના.' મેં કહ્યું: 'આ બધી હકીકત પહોંચમાં લખો. મારે એ છોકરો શોધી કાઢવો સહેલો પડે.' જુઓ આ પહોંચ. તેમાં આ બધી હકીકત લખેલી છે. હવે કહો, તમારે બીજી શી સાબીતી જોઇએ છીએ?"

બધા લોકોએ બૂમ પાડી: "નામ કહો, નામ કહો."

હરજીવને પ્રમુખ સામું જોયું. પ્રમુખે પણ હા પાડી. તેણે ફરી પૂછ્યું: "નામ આપું તે કરતાં માણસ રજુ કરું તો ?" બધાએ કહ્યું: "માણસ લાવો, બોલાવો, રજુ કરો." હરજીવન તેની પાસે બેઠેલા અખાડાના મલ્લો સાથે કાંઈ ગુપચુપ કરતો હતો. મને આ બધું ખોટી દિશાએ જતું લાગ્યું. મેં ઊભા થઇને કહ્યું: "જો માણસ અહીં જ હોય તો પોતે જ કેમ ઊભો થઇને ન કહે કે ઇનામ મારું છે ?" હરજીવને તરત જ જવાબ આપ્યો: 'પણ માણસ મૂંગો હોય તો !" આખી સભામાં તોફાન થવા પહેલાં પાંદડાંનો અવાજ થવા માંડે તેમ આ કોણ હશે તે વિષે વાતો થવા માંડી. એટલામાં હરજીવનના ઇસારાથી એક અખાડિયાઓનું ધાડું દોડ્યું. બધા એ ધાડા તરફ જોવા લાગ્યા તો મહાસુખ મૂંગો છાનોમાનો નાસવાનું કરતો હતો તેને અખાડિયાઓએ જઇને પકડ્યો. સભાજનો હવે જ સમજ્યા કે એ મૂંગો તે 'મહાસુખ મૂંગો' જ અને તાળીઓ અને બૂમો શરૂ થઈ તે બંધ કરવી મુસ્કેલ થઇ પડી. મહાસુખને પકડીને હરજીવનની પાસે લાવ્યા, હરજીવને હાથ ઊંચા કરી બૂમો પાડી બધાને શાન્ત કર્યા. પછી મહાસુખને કહ્યું: "તેમાં નાસભાગ શું કરે છે ? હજી ક્યાં સાબીત થયું છે કે તું જ તે હતો ?" અને પછી સભાજનો તરફ જોઇ હરજીવને કહ્યું: "હજી થોડી સાબીતી બાકી રહે છે. જુઓ આ તા. ૨૧ મી ઑગસ્ટના 'પ્રજાબંધુ'નો અંક. ગુજરાત યુવક મંડળ તરફથી જાહેરમાં નાટયપ્રયોગો થયા હતા. સઘળા જ સફળ થયા હતા. સારા નટોને ઇનામ મળેલાં હતાં. તેમાં તિલોત્તમાના પાઠ માટે સ્ત્રીપાઠનું પહેલું ઇનામ લેનાર ભાઈ મહાસુખ છે. અને બીજો પુરાવો. લાસ તા. ૨૨ મીના રોજ મળી અને

તે જ રોજથી ડૉ. શંભુપ્રસાદને ત્યાં મહાસુખનો કેસ છે. માથાના પાછલા ભાગમાં લાંબો ઘા પડેલો હતો, ડૉકટરને પૂછતાં તે કહે છે કે મહાસુખને અખાડામાં વાગેલું તેનો એ ઘા હતો, પણ અખાડામાં તપાસ કરતાં તેને અખાડામાં વાગ્યું જ નહોતું. એ ઘા પેલી ઝપાઝપીનો હોવો જોઇએ. હવે પ્રમુખ સાહેબને તે ઇનામ ભાઈ મહાસુખને આપવા હું વિનંતિ કરું છું."

પ્રમુખ: પણ એવી રીતે ખૂનીને ઇનામ કેમ અપાય? એમ કરવા જતાં આપણે બધા અને આ અખાડાની સંસ્થા જોખમમાં આવી પડીએ."

હરજીવન: "પણ સરકારી દફતરમાં એ ખૂન જ નથી."

પ્રમુખ: "ત્યારે સરકારમાં જે ખૂન નથી તેને આપણાથી ખૂન શી રીતે ઠરાવાય?"

મેં પ્રથમ પ્રમુખને સમજાવ્યા અને તેઓ સંમત થતાં સુધારો મૂકયો: "આ બધા પુરાવાની તપાસ કરી નિર્ણય કરવા એક કમિટિ નીમવી."

હરજીવન: "તમારા સુધારાને કોઇનો ટેકો છે?" આખી સભામાંથી એક પણ માણસે ટેકો ન આપ્યો. પ્રમુખે કહ્યું: "પણ મારો ટેકો છે." હરજીવન કહે: "એ ન ચાલે." પ્રમુખ કહે: "હું એ સુધારો મંજૂર કરું છું." અને આ શબ્દો કહેતાં આખી સભામાં જબરો ક્ષોભ થઇ ગયો. "બીતો હો તો ખુરશી છોડી ચાલ્યો જા" "બીકણ" "બાયલો" "ઇન્કમ ટેક્ષ" "ત્યારે પ્રમુખ શું જોઇને થયો હતો" વગેરે અનેક બૂમો, એક પણ પૂરી સંભળાય નહિ એવી રીતે આવવા લાગી. "તમે આ પ્રમાણે વ્યવસ્થા ન રાખો અને તમારા પ્રમુખની સલાહ ન જ માનો તો પ્રમુખ રહેવું નથી," એમ સ્વગત ઉક્તિ કરી પ્રમુખ લોકોની ઠઠમાંથી માંડ માંડ રસ્તો

કરતા લોકોની તાળીઓના ગડગડાટ અને 'હુરિયો'ના પોકાર વચ્ચે ચાલ્યા ગયા. હરજીવને અને બધા સ્વયંસેવકોએ પછી સભાને શાન્ત કરી. હરજીવને મોટે અવાજે કહ્યું: "પ્રમુખ સાહેબ ચાલી ગયા છે માટે આજનું કામ પૂરું કરવા કોઈ બીજો પ્રમુખ નીમવો જોઇએ." લોકોએ "હરજીવન" "હરજીવન"ના પોકારો કર્યા. હરજીવને કાંઇ પણ વિવેક વિના "આપનો સર્વનો મત હોય તો હું એ સ્થાન લઉં છું" કહી પ્રમુખસ્થાન લીધું. પછી પૂછ્યું: "આ ઈનામ ભાઈ મહાસુખને આપવા વિરુદ્ધ હોય તે હાથ ઊંચો કરો." મને પણ હવે હાથ ઊંચો કરવો નિરર્થક લાગ્યો. "પક્ષના:" આખા ચોગાનમાં એક હાથોનું વન થઈ રહ્યું. "ત્યારે એ ઇનામ હું ભાઈ મહાસુખને આપું છું" કહી હરજીવને ઈનામ આપ્યું.

હરજીવને કહ્યું: "છૂટા પડતાં પહેલાં મારે થોડું કામ કરવાનું રહે છે. શેઠ મોતીચંદનું ઇનામ તો મહાસુખને મળ્યું. પણ મારે પણ એક ઈનામ આપવું છે. મહાસુખને આમ લાવો." લોકો બધા શાન્ત થઇ ગયા. અખાડિયાઓએ મહાસુખને પકડી આણ્યો. તેના પર હરજીવને પેલી ખોટી જરીની સાડી ઓઢાડી, દીવાના ઝળહળતા પ્રકાશ તરફ તેનું મોઢું ઝાલી ફેરવ્યું અને લોકો તરફ જોઈ કહ્યું: "જુઓ આ મોઢું એવું મોહક છે? જાણે વિષ્ણુનો મોહિની સ્વરૂપનો અવતાર!" અખાડિયાઓએ તડફડતા મહાસુખને ઝાલી ચારે બાજુ ફેરવ્યો. હરજીવને સભા બરખાસ્ત કરી. પણ અખાડિયાઓનું એ તાંડવ ઘણી વાર સુધી ચાલુ રહ્યું.

આટલી સ્વેચ્છા મેં કોઈ સભામાં કદી જોઈ નથી. ત્યારથી કોઇ પણ અસહકારીઓની સભામાં જવું મેં બંધ કર્યું છે.

## નવો જન્મ

આખા ગામમાં સર્વત્ર હાહાકાર થઇ ગયો. ગામની વસ્તી માત્ર બે જ જગાએ હતી. પુરુષો સર્વ શ્મશાને ભેગા થયા હતા અને સ્ત્રીઓ સર્વ ઝમકુકાકીને આંગણે કૂટતી હતી. ગામમાંથી રૂપચંદની લાસ કાઢી ત્યારે ખરે બપોરે પણ ગામમાં પુરુષોની પોકનો પડઘો પડયો હતો. દરેક મહોલ્લે છોકરાં ભય અને કુતૂહલથી ચકિત નયને આ દૃશ્ય જોઈ રહ્યાં હતાં. મહોલ્લાનાં કૂતરાં આ ભયંકર અમંગળ અવાજમાં પોતાનો અવાજ પૂરતાં હતાં. શ્મશાનમાં બીજા કોઇ મરણમાં તો માણસો ગામની વાતો કરે, કે મરનારની વાતો કરે, કે ભૂત ભવિષ્ય ઉખાળીને બેસે. શ્મશાન એ નાતનું કે ગામનું એક સ્વાભાવિક સભાસ્થાન છે--પણ આજે તો વૃદ્ધો ચિતા સામું જોઇ અવાક્ બેઠા હતા, અને કેટલાક યુવાનો મડદું બાળવાના કામમાં અત્યંત વ્યાપૃત હતા તે સિવાય બીજાઓ માત્ર ઝમકુકાકીની, રૂપચંદની અને તેમના ઘરની જ વાતો કરતા હતા. ઝમકુકાકીના પતિ મૂળચંદ શેઠની જાહોજલાલી, તેની ઘરાકી, તેની ઉદારતા, કઇક વાણિયાઓને ભાડના વખતમાં તેણે બચાવી લીધેલા, કઇક બ્રાહ્મણોની દીકરીઓ પરણાવી આપેલી, અભ્યાગત તો તેમને ઘેરથી કદી પાછો ફરે જ નહિ; ઘેર

ત્રણ દીકરા મોટા લથડબથડ શરીરવાળા, એ તો ઘોડીઓ, અને મોસમમાં ઘોડેથી જીન કદી ઊતરે નહિ; ફરતાં ચાળીસ ગામનો વહીવટ મૂળચંદ શેઠને ઘેર. મૂળચંદ શેઠ ભાવ કરે તે થાય, અને પંચમાં પૂછાય. પછી દહાડો ફર્યો. મૂળચંદ શેઠ ઉમ્મર થયે ગુજરી ગયા. છોકરાઓએ રૂડી ચોકડી કરી ફરતાં ગામ જમાડયાં. એનો સામાન લાવતાં વચેટ કસળચંદ ઘોડીએથી પડયો, તે ફરીથી ઊભો થયો નહિ. મહિનાનો ખાટલો ભોગવી બાપની પાછળ ગયો.

આખું કુટુંબ એકું હોય ત્યારે રૂડું ગોકળિયું લાગે. છોકરાંનાં છોકરાં રમતાં હોય અને ઝમકુકાકી રેશમી મગિયું પહેરી વહુવરોને કામ ચીંધતાં હોય. પણ કુટુંબ દાંતના માળખા જેવું છે. બત્રીસીમાંથી એક પડતાં આસપાસના બધા હલવા લાગે અને એક પછી એક પડી જાય તેમ કુટુંબમાંથી એક જતાં બધાં ખસવા લાગે છે. પહેલો પ્લેગ થયો તેમાં મોટો દીકરો અને નાનો તથા નાની વહુ મરી ગયાં. પછી જાત્રાએ ગયાં ત્યાં રાત્રે એક ઘરમાં ઉતારો કર્યો હતો તે ઘર પડયું અને મોટાની વિધવા, તેની એકની એક દીકરી અને નાનાનાં બે છોકરાં દટાઈ મુઆં. છેવટ વચેટની વહુ પણ નાના રૂપચંદને મૂકી મરી ગઈ. વરસ એક બીજાને ખાતાં આવે તેમાં ઘણી આસામીઓ તૂટી, છોકરાંની નાનમ પડી, ઘરમાં કોઇ કરનાર નહિ, અને ઝમકુકાકી ઘરની રહી સહી સમૃદ્ધિ સાચવી, માત્ર આ એક કુળદીવા ઉપર નજર રાખી જીવનની અંધારી રાત કાઢતી હતી.

દુઃખમાં પણ ઝમકુકાકીએ ધીરજ ઘણી રાખી. ઘરનું કોઇ દિવસ તેણે ખોટું દેખાવા દીધું નથી. કમાનાર નહિ, અને વેપાર

બંધ થયો એટલે પહેલાં જેટલા મહેમાન તો હવે શેના આવે, પણ ઘરની પ્રતિષ્ઠા તેણે સાચવી રાખી. મહેમાનગતિ તેની તેવી ને તેવી જ હતી; ઘરમાં ક્યાંથી આવે છે તે ગામના કોઇ માણસને તેણે કદી જણાવા દીધું નહોતું. ઘરની પ્રતિષ્ઠા અને ડોશીની સાલસાઇથી રૂપચંદની સગાઈ પણ પંદર વરસે થઈ. રૂપચંદ જના ચોપડા જોતો થયો હતો, નજર પહોંચે તે પ્રમાણે વેપાર કરતો હતો, ધીમે ધીમે તેના ઘરની અસલ જગા બહાર લેતો હતો. માત્ર ૧૬ મે વરસે પાલીતાણાની યાત્રાને નિમિત્તે જ તેનો વિવાહ બાકી રહેલો; ૧૬ વરસ પૂરાં થયાં, યાત્રા કરીને ડોશી ને દીકરો પાછાં આવ્યાં, અને લગન લેવાની વાતો થાય છે, ત્યાં રૂપચંદને તાવ આવ્યો; પડખામાં સૂળ ચાલ્યું, અને વૈદોએ સન્નિપાત કહ્યો. ૨૧ દિવસની લાંઘણે તેને મગનું પાણી પાયું. ફરીથી ઝમકુકાકીનું મોં ઊજળું થયું. પણ રૂપચંદનું શરીર વળ્યું નહિ, ઝીણો તાવ લાગુ પડયો, અને તેમાંથી ક્ષયરોગ થયો. લોકોએ ઘરનું નામ રાખવા દીકરાને પરણાવી નાખવા સલાહ આપી પણ ઝમકુકાકીએ કહ્યું કે મારો દીકરો સાજો થશે ત્યારે જ પરણાવીશ. ઘણીએ માનતા કરી, દવાઓ કરી, બકરીના દૂધ ઉપર રાખ્યો, ખાટલા આસપાસ બકરાં બાંધ્યાં, પણ શરીર ઘસાતું જ ગયું અને છેવટે ઝમકુકાકીની અનેક આશાઓનો એ એક તંતુ પણ તૂટી ગયો.

સાંજે શ્મશાનેથી પાછા ફર્યા. રસ્તામાં સ્ત્રીઓ કૂટતી હતી તે જોવા હું અવશ થઈ ઊભો રહ્યો. એ ભય, નિરાશા, કલપાન્ત, મૃત્યુ, અમંગળતાની એવી ઊંડી વિકરાલ છાપ મારા મનમાં પડી કે તે હજી ગઈ નથી.

ગામમાં ઝમકુકાકીના ઘરથી બીજે નંબરે અમારું ઘર.

ગામની રીત મુજબ ઝમકુકાકીને અમે અમારે ઘેર ભડકું ખાવા લઈ આવ્યા. સાંજે એમણે તો શું પણ અમે પણ કોઇએ ખાધું નહિ. બચ્ચાંઓ પણ આ બનાવથી ચૂપ થઈ આખા દિવસના થાકથી ખાવાનું માગ્યા વિના ઊંઘી ગયાં. ચોફાળ પાથરી અમે સર્વ રાત ગાળવા સૂતા, ઊંઘ્યા, પણ એ ઊંઘ નહોતી મૃત્યુની પાંખ જાણે હતી. ઊંઘમાં પણ એક ચીત્કાર જાણે સતત લંબાતો હોય એમ લાગતું હતું. પડખેના ઓરડા-માંથી ઝમકુકાકીના લાંબા નીસાસા અને વચમાં નામસ્મરણો, વળી રૂપચંદને આશ્વાસનનાં વચનો, તેને પરણાવવાના કોડ, એવું અસંબદ્ધ આવ્યા કરતું હતું. ઊંઘમાં ત્રણ વાર તેમણે રડવાનું ડુસકું મૂક્યું, એટલું લાંબું કે અમને ભય થયો કે ડોશીનો શ્વાસ વળશે નહિ અને ડુસકામાં જ ક્યાંક મરી જશે. પણ પહેલાંનું શરીર, આટલા દુઃખ સામે પણ, અનિચ્છાએ પણ, વૈરીની ગરજ સારતું, ટકી રહ્યું હતું.

બીજે દિવસે ભડકું કર્યું. ડોશીને ખાવાનો આગ્રહ કર્યો. આપણું જીવન ભલે રૂઢિગ્રસ્ત હોય પણ કેટલીક રૂઢિઓમાં રહસ્ય છે, અર્થ છે. ઝમકુકાકીને અમે જમાડવા લઇ ન ગયા હોત તો પોતાને ઘેર પોતાની મેળે તે કોણ જાણે ક્યારે ખાત. મારાં મા અને પત્નીના આગ્રહથી અને ખાસ કરીને તો ધાવણાં બચ્ચાંને ધાવણ નહિ આવે એ લાગણીથી ભડકું ખાવા બેઠાં પણ જીવ જાણે ખાવાની સામે એક અડગ વિરોધ કરતો હતો. તેમણે ખરાં શ્રદ્ધ કોળિયો મોંમાં તો મૂક્યો, પણ તે ગળે ન ઊતર્યો, મોંમાંથી થૂંક જ ન નીકળ્યું, અને કોળિયો ગળામાં બાઝી રહ્યો, ડોશીનો શ્વાસ અટક્યો, ડોશી ખેંચાવા લાગ્યાં. મારી બાએ મને બોલાવ્યો, ડોશીનું મોં નીચું કરી ઉપરથી

ભાર દઈ મેં કોળિયો કાઢી નંખાવ્યો, ત્યારે ડોશીએ શ્વાસ લીધો. ખાવાનું પડયું મૂકયું. મેં ચા પીવાની સૂચના કરી પણ મારી બાએ મને સમજાવ્યો કે તેમાં ખાંડ આવે માટે તે ન લેવાય. એ દિવસ આખો ડોશીએ ખાધા વિના કાઢયો. માત્ર બહારથી માણસો આવે તેની સાથે કૂટે તે સિવાય ડોશીમાં જીવનની કશી નિશાની રહી નહોતી.

ડોશીને ઉપવાસનો ત્રીજો દિવસ થયો. ભૂખ્યા પેટમાં વાયુ થયો, ઓડકાર આવવા લાગ્યા, અને ગોળો ચઢયા જેવું થઇ ડોશી પડી ગયાં. અમે બધાં ચિન્તામાં પડયાં. મારી પત્નીને માટે ઘેર સોડા બનાવવાની ટીકડીઓ હું લાવેલો હતો તેમાં થોડું જિંજર નાખી મેં ડોશીને પાયું. ડોશીને શાંતિ વળી. હાશ કરીને બેઠાં થયાં. તે દિવસે તેમણે થોડું ખાધું.

ચોથે દિવસે ડોશીએ ઘેર જવા ઇચ્છા બતાવી. હું કુંચીઓ લઇ આગળ થયો. ધીમે રહી તાળું ઉઘાડયું. મોટાં ભારે વેણીબંધ કમાડ ધીમે પણ ગંભીરતાથી અવાજ કરતાં ઊઘડયાં. તેથી જાણે મૃત્યુની નીરવતા જાગૃત થઇ. રૂપચંદનો ખાટલો અને ઘરની એકેએક ચીજ મૃત્યુને જ તાજું કરી આપતી હતી. હું જાણે મૃત્યુની જ સમક્ષ આભો થઇ ઊભો રહ્યો. ડોશી તો ત્યાં આવતાં જ બારણા આગળ ઢગલો થઇ પડયાં. ઘરમાંથી એમોનિયમ મંગાવી મેં સૂંઘાડયું અને ઘેરથી ગરમ મસાલાનો ચા કરી પાયો. રાત્રે ડોશીએ ખીચડી કરી પણ એકલા ઘરમાં ભાવી નહિ, કૂતરાંને નીરી દીધી.

બીજે દિવસે હું જ ઘેરથી ચા લઇ ગયો. ડોશીએ પીધી. બપોરે પાછો ખીચડી લઇ ગયો. ખીચડીમાં ઘેરથી

ઘી નાખીને લઇ ગયો હતો. આજ પાંચમે દિવસે ડોશીએ 'આંધળાં આંતર' ભર્યાં. જમી રહ્યા પછી ડોશીએ કહ્યું કે પેટમાં ભાર બહુ થઇ ગયો છે. મને લાગ્યું કે ઝાઝે દિવસે પેટ ભરીને જમ્યાં છે તે ક્યાંક પચશે નહિ. મેં ફરી જિંજર પાયું અને સાંજે ગરમ ચા પાઈ.

હમેશાં સવારે અમે ચા મોકલવા માંડી. ડોશી હમેશ બપોરે આવી અમારા ઘેર બેસે ત્યારે તેને કાંઇક સાંત્વન મળે, ઘેર ડોશીને ભાવે જ નહિ. અમે છાની રીતે તેમને જમાડવા લાગ્યાં. દિવસો વીતવા લાગ્યા. દુઃખ કંઇક વીસારે પડવા લાગ્યું.

એક દિવસ ડોશીએ સોડા બનાવવાની ટીકડીઓ શેની બને છે એ પૂછ્યું. મારી બાએ તે બનાવી આપવા કહ્યું, પણ ડોશીના મોંમાંથી સ્વાભાવિક રીતે ના જ નીકળી પડી. અમે પણ તેમને ખરાબ લાગે ધારી વધારે આગ્રહ કર્યો નહિ. પણ કલાક પછી ડોશીને ગોળો ચઢવા જેવું થયું અને તેમને જિંજર પાવું પડ્યું, પીવું પડ્યું.

મને લાગ્યું કે ડોશીને આટલે વરસે ચાની અને જિંજરની ટેવ પડશે, પણ જે ડોશીના હાથથી નાનપણમાં મેં મીઠાઇ ખાધેલી, જેણે મને વારપરબે અનેક વાર ભાગ આપેલો, ઘણા જ વહાલથી મને ઘેર બોલાવી અનેક પ્રસંગે જમાડેલો, તેમને વિશે આવી કલ્પના કરવી એ એક તરફથી અન્યાય અને બીજી તરફથી મારા માટે બહુ હીન લાગ્યું.

દોઢ બે માસ નીકળી ગયા. ડોશીનો જીવનતંતુ એ દુઃખમાં પણ આગળ ચાલવા લાગ્યો. મારે મુંબઇની પેઢીએ જવાનો સમય થયો. હું માબાપને પગે લાગી ચાલી નીકળ્યો.

૨

વરસ થયે હું પાછો આવ્યો. અમારા ઘરનો નિયમ એવો હતો કે વારાફરતી ભાઇઓએ પિતાજીએ મુંબઇની પેઢીમાં રહેવું, બધાં બૈરાંને દેશમાં જ રાખવાં. છોકરાંને બારેક વરસ સુધી ગામડામાં જ કેળવવાં. છોકરાંના આંક અને શરીર ગામડાંમાં સારાં થાય એમ પિતા કહેતા અને મુસલમાનો રંગૂનમાં કમાય છે અને વરસ બે વરસે અહીં માસ બે માસ ગાળી જાય છે તેનો દાખલો દેતા. છતાં કહેતા કે 'આ નિયમ મારો સવાઇલાલ અંગ્રેજી ભણે છે તે નહિ માને.' મેં કહેલું કે 'ત્યારે ભણાવો છો શા માટે?' ત્યારે કહે: 'દેશકાળ પ્રમાણે ભણાવવા તો પડે.' અને એ નિયમ મેં તોડ્યો પણ ખરો. બી. એ. થઈ ગયા પછી હું અધીરો થઇ ગયો. પત્નીની સાથે મુંબઈમાં ફરવાનો, તેને નવી દુનિયા દેખાડવાનો, સંસ્થાઓમાં બીજી સ્ત્રીઓ સાથે હળતી મળતી કરવાનો મને શોખ હતો. તેથી મારી પત્નીને લઈ ગયો હતો, પણ સીમન્ત આવતાં તેને પિતાજીના વચનને માન આપી દેશમાં મોકલેલી. અત્યારે ત્રણ વરસે પત્ની અને પુત્રને સાથે લઇ મુંબઇ તેડી જવાના ઇરાદાથી હું આવ્યો હતો.

સાંજે ગામ પહોંચ્યો. રાત્રે લઈ જવા સંબંધી સૌ. કમલાને વાત કરી. તેણે કહ્યું ઝમકુકાકીને સાથે લઈ જવાં એ ઠીક છે. અનુભવી માણસ માંદે સાજે કામ આવે, અને છોકરાંની દોરી ખેંચે. તેઓ સાથે આવશે કે કેમ તે સંબંધી મેં શંકા બતાવી, પણ કમલાએ કહ્યું કે હું પૂછીશ તો આવવા હા પાડશે.

સવારે ચા પી કરીને જમવા વખતને થોડી વાર હતી

ત્યારે હું નાહવા બેઠો. ઝમકુકાકી આવેલાં, ઘરમાં ફરતાં હતાં પણ મારું ધ્યાન નહિ. મેં માથે લગાડવાને છાશ માગી. અમારા ગામના પાણીમાં સાબુથી વાળ ચીકણા થઈ જાય છે. ઝમકુકાકીએ 'લાવું' કરી પેટી ઉઘાડી. હું જોતો હતો. મને લાગ્યું કે કાકીને કંઈ વાર વધારે થઇ, તેઓ છાશ લઈને આવ્યાં. હું તેમના મોં સામું જ જોઇ રહ્યો. જાણે એ ઝમકુ-કાકી જ નહિ. તેમના સામું જોતાં મને વહેમ પડયો કે પેટીમાં મોં નીચું ઘાલીને છાશ કાઢતાં તેમણે માખણ ખાધું હશે. અમારા ઘરમાં તાજું માખણ છાશમાં સાચવી રાખવાનો રિવાજ છે. મેં જઇને જોયું તો કોઇએ આંગળીથી લીધેલું લાગ્યું. મેં તપાસ કરવા તરત 'બા' કહી બૂમ મારી, પણ મારી બા આવે તે પહેલાં કમલા આવી. માત્ર તેની મોટી અર્થવાહક આંખોથી કશું ન કરવા તેણે મને સૂચવ્યું, મને હુકમ કર્યો. અને એ આંખોનો હુકમ હું કદી તોડી શકયો નથી. થોડીવારે મારી બા આવી. તેણે પૂછ્યુંઃ "કેમ શું છે?" મેં કહ્યુંઃ "બા, આ માખણ સરસ છે જરા ચાખું?" "હંઅ, બાપુ! તું અને તારા બિન્દુ સારૂ જ છે. ગમે તેટલું ખાને. ઘણુંય છે." હું જૂઠું બોલ્યો. પણ એ આંખોની ખાતર જે મેં કર્યું છે તેને માટે મને કદી પસ્તાવો થયો નથી.

ઝમકુકાકીને જેમ જેમ જોતો ગયો તેમ તેમ મને ઘણો જ વિચાર થવા માંડયો. ઝમકુકાકી બદલાયાં કેમ લાગતાં હતાં તે મને સમજાયું. તેમના મુખ પર સખત, કઠોર, ભયંકર, અમંગલ રેખાઓ થઇ હતી. અસલની ઉદારતા, મૃદુતા, સૌજન્ય, સમભાવને બદલે ખાઉધરપણું અને આપણને સોંસરા ચીરી નાખે એવી નજર થઇ હતી. માણસનો સ્વભાવ બદલાય

તે સાથે તેના ચહેરાની આકૃતિ પણ બદલાય છે એ હું સ્પષ્ટ સમજી શકયો. દંતકથાઓની ડાકણ જેવું બિહામણું તેમનું મોં થઈ ગયું હતું. એક દીકરાને સંભારતાં, તે સિવાય તેમનામાં મેં માનવભાવ જોયો નથી. મૃત્યુ જ જાણે માનવજીવન અને તેની વચ્ચેની એક કડી હતી.

મેં કમલાને કહ્યું: "તેં મને ના પાડી પણ ડોશીએ માખણ ચોરીને ખાધું હતું."

"હું જાણતી હતી. તેમણે ખાધું અને તમે એ જોઇ ગયા તે પણ મેં જોયું."

"તેં કેમ જાણ્યું કે હું એટલા સારુ જ બાને બોલાવું છું?"

"તમે કેમ જાણ્યું કે હું તમને બોલાવવાની ના પાડું છું?"

મેં કહ્યું: "ઠીક લે, પણ આવી ખાઉધર ડોશીને તું લઈ જઇને શું કરીશ?"

"તમને એની દયા યે નથી આવતી?"

મેં કહ્યું: "દયા તો આવે. પણ આવું ખાઉધરપણું શાથી થતું હશે?"

"ઘડપણમાં કોક કોકને થાય." કમલાને આમાં કશી નવાઇ જ લાગતી નહોતી.

"પણ આટલું?"

"જુઓ. તમે ભાયડા કેટલીક વાત સમજો નહિ. સૌને ખાવાનું મન થાય. તમને અને મને મળી રહે, આપનાર પીરસનાર હોય એટલે દેખાય નહિ. અને જેને ન મળે તેનું દેખાઈ આવે. તમે મહિનામાં કેટલી વાર વારપરબ, મહેમાન સેમાન કે કોઇ ને કોઈ બહાનાથી ખાઓ છો તેનો હિસાબ કર્યો છે?"

હું વિચારમાં પડી ગયો. કદાચ એ સાચું હશે. તે દિવસ તો એ વાત એટલેથી રહી.

દિવસો જતા ગયા પણ મારા મનની ગૂંચ ઊકલી નહિ. છેવટે પિતાજી સાથે વાત કરવાનો દિવસ પાસે આવ્યો. એક વાર કમળા સાથે એ વાત કરી નાખવાનો મેં નિશ્ચય કર્યો. રાત્રે મેં કહ્યું:

"કમલા! ડોશીમામાં આ ફેરફાર શાથી થયો તે તું જાણતી નથી. જ્યાં સુધી કુટુંબમાં કોઇ પણ હતું ત્યાં સુધી તેને જીવનથી પર, જીવનનું એક ધ્યેય હતું. કુટુંબ નાશ પામતાં, તેનામાંથી ધ્યેય ને આદર્શ બન્ને ઊડી ગયાં. હવે તે કેવળ પશુ થતી જાય છે. આટલી ઉમ્મરે બીજો કોઇ આદર્શ તેનામાં આવી શકે નહિ. અને પશુતાની કાંઇ સીમા નથી. એ આપણી સાથે પોસાય જ નહિ. તેનાથી આપણું સુખ પણ નહિ ખમાય."

કમલાએ ઘણાં જ ગંભીર થઇ જવાબ આપ્યો: "જુઓ હું સીમન્ત ઉપર અહીં આવી. બાએ તો કશો કમીનો રાખ્યો નહોતો. પણ મને ભાવ-અભાવ થાય તે હું તેમની પાસે કહી શકતી નહિ. એક દિવસ મને પૂડા ખાવાનું મન થયું. ઝમકુ-કાકીનો રૂપચંદ એ વખતે માંદો હતો. ઝમકુકાકીએ પૂડા કર્યા, મને કોઇ મિષે ઘરમાં બોલાવી ઘીથી ટપકતા પૂડા મને ખવરાવ્યા. એક બટકું પણ ડોશીએ મોંમાં મૂક્યું નથી. વધ્યું એટલું છોકરાંને બોલાવી ખવડાવી દીધું. એ ગુણ મારાથી ન ભૂલાય. અને જુઓ ડોશીને સોગ મૂકવા જવાનું ઠેકાણું પણ નથી. એ દિવસ ક્યાંઇ જઇ આવે તો તેના જીવને શાંતિ વળે. હું દૂરની તેમના પિયરની સગી થાઉં છું. તેમને મુંબઇ લઈ જઇશું. ઠામપલટાથી

ડોશી સારાં થઈ જશે. અને નાનું છોકરું હોય ત્યારે ઘરમાં ડોશી હોય તો સારું." તેના શબ્દે શબ્દે દયા ઝરતી હતી. મારાથી ના પડાઈ નહિ. હું વિચારમાં પડી ગયો. મને વિશેષ કુતૂહલ થયું મેં પૂછયું: "પણ તેં ઝમકુકાકીને શી રીતે કહ્યું?" "એ તો એમ થયું કે અમે બપોરે બધાં બેઠાં હતાં. બાએ કહ્યું કે વહુએ બહુ જ સરસ પૂડા કર્યાં હતા પણ એ બિચારીથી જરાયે ખવાયું નહિ. મેં તો ફક્ત બાપુજી જેટલા જ કર્યા હતા. એમણે બહુ જ વખાણીને ખાધા હતા. મારાથી બોલાઇ જવાયું કે ના બા, એ તો તમે અમથાં વખાણો છો. ઝમકુ-કાકીના જેવા કોઇથી ન થાય. તે દિવસ ખાધા હતા તે મોંમાં સ્વાદ રહી ગયો છે. એ ઝમકુકાકી સમજી ગયાં."

મને થયું કે સ્ત્રીઓને જે કેટલાક ગહન અનુભવો થાય છે તેનો ખ્યાલ પણ પુરુષને થવો અશકય છે.

૩

બિન્દુને બ્રોંકોન્યુમોનિયાનો આઠમો દિવસ હતો. ત્રણ દિવસથી મેં પેઢીએ જવું બંધ કર્યું હતું. તાવને લીધે છોકરો તરફડતો હતો. હું જોઇ શકતો હતો કે એટલું નાનું શરીર પણ મૃત્યુ સામે મહાભારત યુદ્ધ મચાવતું હતું. બેભાનમાં પણ એ મારું કહ્યું કરતો એટલો મુંબઈમાં બિન્દુ મને હળી ગયો હતો. બિન્દુ દવા પીવા કે દૂધ લેવા ના પાડે અથવા તેનું ટેમ્પરેચર ચઢ્યું હોય ત્યારે કમલા મને પથારી પાસે બોલાવી જતી. તે સિવાય બધી સેવા કમલા અને ડોશી જ કરતાં. ડોશી જૂના જમાનાનાં, પણ ડૉક્ટરે કહ્યા પ્રમાણે બરાબર માવજત કરતાં હતાં. ફરીવાર જાણે પોતાના દીકરાની માવજત કરવા મંડયાં હોય તેમ પોતાનું ખાવાપીવાનું પણ વીસારે નાખી પથારી પાસે

બેસી રહેતાં અને ઘરનું કામકાજ કરવાને અને ઊંઘવાને કમલાને વખત આપતાં. ડોશીમાં આટલો બધો બાલકપ્રેમ ક્યાંથી ઓચિંતો આવ્યો તેનો હું વિચાર કરતો હતો એટલામાં કમલા આવી. મને ભય લાગ્યો કે કદાચ બિન્દુને વધારે હશે. પણ કમલા કંઇક કહેવા આવી હતી તે હું જોઇ શક્યો. કમલા મારી છેક નજીક આવી ને ધીમે સાદે બોલી: "તમે જરા ડોશી પાસે જાઓ. અત્યારે ડોશી મારી પાસે ધ્રૂસ્કે ને ધ્રૂસ્કે રોયાં. એમને એમ થાય છે કે એમના હાથ જ અપશુકનિયા છે, એમને લીધે છોકરો માંદો પડયો. દેશમાં ચાલ્યાં જવાની વાત કરે છે. તમે એમને સમજાવો." હું તરત ઊભો થયો. ડોશી ચોધાર આંસુએ રડતાં હતાં. મેં મારા હાથે તેમનાં આંસુ લૂછયાં. તેમને સ્પર્શ કરતાં, મને ખવરાવતાં રમાડતાં તે ઝમકુકાકી પાછાં યાદ આવ્યાં. મેં કહ્યું: "કાકી, તમે અમથાં વહેમાઓ છો. ડૉકટરે કહ્યું છે કે તેને આ બે દિવસો ભારે છે. શહેરમાં બધે આ રોગના વાયરા છે. બિન્દુને જરા વધારે સખ્ત તાવ છે. ડૉકટર તો કહે છે કે સારી માવજત છે માટે જ છોકરો જીવે છે,. નહિ તો અત્યાર સુધી બચે નહિ. હવે એકાદ બે દિવસમાં એને વળતાં પાણી થશે. અને તમારે હાથે જ જશ છે. એમાં ગભરાઓ છો શું? તમારે તો ઊલટાં અમે ગભરાતાં હોઇએ તો અમને પણ ધીરજ આપવી જોઇએ." મેં પાણી પાયું. એક બાળકની પેઠે મારી વાત માની, પાણી પી, ડોશી પાછાં પથારી પાસે ગયાં, કમલાને ચા કરવા ઉઠાડી. તે દિવસે અમે બધાંએ પથારી પાસે એક જ કુટુંબનાં માણસો તરીકે એટલી ચિન્તામાં પણ નવા જ સાન્ત્વનથી ચા પીધી. એક બે દિવસમાં બિન્દુને

તાવ ઊતર્યો. થોડા જ દિવસોમાં બિન્દુની માવજત કરતાં પણ તેને ખાતાં સાચવવાનું કામ વધારે આકરું થઈ પડ્યું.

બિન્દુ માંદો હતો એટલા દિવસ કમલા સેવિકામંડળમાં જઈ શકતી નહોતી. બિન્દુ તદ્દન સાજો થયો. અજવાળિયું ચાલતું હતું એ યોગ જોઈ કમલાએ ચાંદનીમાં ભેગાં થવા મંડળનાં બધાં સભ્યોને આમંત્રણ આપ્યું. સાંજ પડી ત્યારથી અમારા બંગલામાં મુંબઇનો અલબેલો સ્ત્રીસમાજ ઊભરાવા લાગ્યો. જાતજાતનાં વસ્ત્રો, જાતજાતના રંગો, જાતજાતની રીતભાતો અને વાક્છટાથી અમારો ચોક તરવરવા લાગ્યો. અર્ધ દેશી, અર્ધ અંગ્રેજી, અર્ધ સ્વાભાવિક, અર્ધ કૃત્રિમ રીતે સ્ત્રીઓએ કમલાને અને બિન્દુને યથાયોગ્ય અભિનન્દન આપ્યાં, રમાડયાં, સુખમનવો કર્યો, એક પારસણ બાઇએ બિન્દુના હાથમાં બે રૂપિયા મૂકયા. કમલાએ આ વખતે બિન્દુ બચ્યાનો જશ ડોશીનો છે એમ કહી માનપુરઃસર ડોશીની ઓળખાણ કરાવી. થોડી વારે ચાંદની નીકળી એટલે સ્ત્રીઓએ રાસ લેવા શરૂ કર્યા. ડોશી દૂર હતાં તેમને કમલા અને બીજી સ્ત્રીઓ આગ્રહ કરીને કુંડાળાની વચમાં લઈ આવ્યાં. ત્યાં તે બીજી કેટલીક સ્ત્રીઓની સાથે બિન્દુને લઇને બેઠાં. બિન્દુ સાજો થયો ત્યારથી ડોશીને બહુ હળી ગયો હતો.

બધાંએ આગ્રહ કરીને કમલાને ગીત ઉપાડવાનું કહ્યું. કમલાએ ધીમેથીઃ

હરિ વેણુ વાય છે રે હો વનમાં

ગીત ઉપાડયું. કમલા ગામડામાં ઉછરેલી છે એટલે તેના કંઠમાં લોકગીતની શુદ્ધ મીઠી હલક છે. સૌ સ્ત્રીઓથી તેની હલક જુદી પડતી હતી. ડોશી કુંડાળામાં બિન્દુને રમાડતાં

રમાડતાં એ જ ગીત ગાતાં હતાં. પાસે વિજયા બેઠી હતી તે ધ્યાન દઇને સાંભળતી હતી ગીત પૂરું થયું એટલે વિજયાએ સૌના સાંભળતાં કહ્યું: " કમલા બહેન, હું તો ધારતી હતી કે તમે જ સુંદર ગાઓ છો પણ માજીનો કંઠ પણ તમારા જેવો મીઠો છે. "

કમલાએ જવાબ આપ્યો: ' હાસ્તો હું યે શીખેલી એમની પાસેથી તો ! "

ડોશીએ કહ્યું: " ના બા, એવું જૂઠું ન બોલીશ. ગામડામાં તો સૌને આવડે. કોણ કોની પાસે શીખે ? "

કમલા: " માજી, તમે ભૂલી જાઓ પણ હું કેમ ભૂલું. જગન્નાથજીનો ગરબો હું તમારી પાસે શીખી છું. હમેશ તમારી પાસેથી વેણ લઇ જતી, સાંભરે છે ? "

ડોશીએ જવાબ આપ્યો: " હા, હા. મને સાંભર્યું. તું અને હીરાવહુ સાથે જ શીખતાં ખરું ? " ડોશીની સરલતાથી બધી સ્ત્રીઓ હસી પડી. અને બે ચારે ડોશી આગળ લાડ કરતાં કહ્યું: " માજી, એ ગરબો અમને ગવરાવો. "

ડોશીએ કહ્યું: " બાપુ, એ ફરતાં ગવાય એવો નથી. એ તો ઘંટીએ ગાવાનું ગીત છે. "

" ત્યારે બીજું કાંઈ ગવરાવો. " એ ચાર અવાજો આવ્યા. કમલાએ એક બાઈ તરફ જોઇ બિન્દુ તરફ નિશાની કરી. તેણે બિન્દુને શીખવાડયું એટલે બિન્દુ ડોશી પાસે જઇને બોલ્યો: " માજી તમે ગાઓ. " બધાં ફરી હસી પડયાં. વિજયાએ કહ્યું: " માજી, બિન્દુને તમે સાજો કર્યો. આજ તો બિન્દુનો મેળાવડો કહેવાય, તેમાં તમારે ગાવું જોઇએ. " માજી કહે: " હું ગાઇશ પણ તમારી સાથે ફરીશ નહિ. અને તમારા

જેવું ધીમું ગાતાં મને નહિ આવડે. મારા જેટલું ઉતાવળું ગાઓ તો ગવરાવું." બધી સ્ત્રીઓએ હા કહી. તરત રાસ ભેગો થયો. ડોશી બિન્દુને તેડીને ઊભાં રહ્યાં અને ઉપાડયું:

સુંદર વેણુ વાગી, વેણુ વાગી,
હું તો સૂતી નીંદરમાંથી જાગી
રે સુંદર વેણુ વાગી, વેણુ વાગી.

આટલાં ઘરડાં થયાં છે પણ ડોશીનો અવાજ અને તેનું માધુર્ય એવું ને એવું જ છે. તે એકલાં જ ગવરાવતાં હતાં પણ બે સ્ત્રીઓ સાથે ગાતી હોય એવો એમનો બુલંદ અવાજ હતો. રાસ ખૂબ ચઢ્યો. રાસ પૂરો થઇ ફરી વાર સ્ત્રીઓ ભેગી થઇ ત્યારે વિજયાએ કહ્યું: "માજી, સરસ ગાઓ છો. પણ તમારી સાથે ગાતાં તો થાકી જઇએ."

ડોશીએ કહ્યું: "પણ મારાથી ધીમું ગવાય નહિ તે કેમ કરું? અમારે આટલું ધીમું ગાવાનું હોય તો અમે થાકી જઇએ."

થોડી વાતચીત ચાલી. અને નવેક વાગે મીઠું મોં કરીને સમાજ વીખરાવા લાગ્યો. જતી વખતે બધી સ્ત્રીઓએ માજીને મંડળમાં આવવાનો ખાસ આગ્રહ કર્યો.

૪

"આ ગીટ ગાંઢીજીને માતે જ બનાવિયું છ કે?"

પહેરવેશમાં, વાળમાં, મૂછમાં, ચશ્મામાં કયાંઈ પણ જરા પણ ખોડ ન કાઢી શકો એવો ત્રીસ પાંત્રીસેક વરસનો એક પારસી ગંભીર થઇને મારી પાસે બેઠો હતો તેણે આ પ્રશ્ન પૂછ્યો.

મેં કહ્યું: "ના."

# દ્વિરેફની વાતો

ગાંધીજી છૂટ્યા તે નિમિત્તે મંડળનો ઉત્સવ હતો અને તેમાં

આજની ઘડી તે રળીઆમણી,
મ્હારો વ્હાલો આવ્યાની વધામણી હો જી રે,
વધામણી હો જી રે,
આજની ઘડી તે રળીઆમણી.

એ ગીત ગવાતું હતું.

ગીત ઝમકુકાકી બધાં સાથે ફરતાં ફરતાં ગવરાવતાં હતાં. સમાજ બહુરંગી હતો. અંદર કોઇ પારસી બાનુ અને કોઈ દક્ષિણી બાઇઓ પણ હતી. રાસડો જોતાં મને સમજાયું કે રાસમાં ગુજરાતી સ્ત્રીઓનો પહેરવેશ જેવો શોભતો હતો તેવો દક્ષિણીઓનો શોભતો ન હતો. આપણા પહેરવેશો અને આપણા રીતરિવાજોને કેટલો માર્મિક સંબંધ છે !

આપણા કણબીઓ વગેરે પહેલાં જે ફરતી ચાળવાળી ટૂંકી આંગડી પહેરતા તે પણ નૃત્યને માટે જ. કાઠિયાવાડની રાસમંડળીમાં એ આંગડી ગોળ ફરતાં કેટલી સુંદર દેખાય છે !

હું વિચાર કરતો હતો ત્યાં ફરી પ્રશ્ન આવ્યો:

" ટારે આ ગીટ કોનું બનાવેલું છ'? "

મેં જવાબ આપી દીધો: " લોકગીત છે. "

હું ફરી વિચારે ચઢ્યો. ગુજરાતનો રાસ આખા હિંદુસ્તાનમાં પ્રસરશે. દક્ષિણી સ્ત્રીઓ જે ગુજરાતમાં આવે છે તે ગુજરાતી રાસડા ગાય છે. પણ ઉત્તર હિંદ, બંગાળ, દક્ષિણ સર્વ એકસરખા તેના ઉપર મુગ્ધ થઇ ગયા છે.

" ટારે કોને માટે બનાવિયું છ ? "

મને લાગ્યું કે કેટલાક માણસો ગંભીર દેખાય છે તે વિચારને

લીધે નહિ, પણ વિચારશૂન્યતાને લીધે. મેં જવાબ આપ્યો: "કૃષ્ણને માટે."

"ટે એવન કહાંથી આવેલા હૂટા ટેને માટે આ બનાવેલું?"

આ પ્રશ્નને ડાહ્યો ગણો કે ગાંડો ગણો, કે મને ડાહ્યો ગણો કે ગાંડો ગણો, પણ જવાબ આપવો ઘણો જ અઘરો છે. કોઈ હિંદુને આ પ્રશ્ન ઊઠે જ નહિ. મેં જવાબ આપ્યો: "કોઇ ગોપીને ત્યાં કૃષ્ણ ગયેલા તે પ્રસંગનું છે."

એ ગૃહસ્થ ફરી વિચારમાં પડયા. મને ભય લાગ્યો કે ગોપી કોણ, કૃષ્ણ એને શું થાય, કૃષ્ણ શા માટે ગયા કે એવા કોઇ પ્રશ્નો આવશે તો મારા શા હાલ થશે! એ ગૃહસ્થે ફરી મારા સામું જોયું, પણ આ વખતે પ્રશ્ન નહોતો, સૂચના હતી.

"ટે ટમે લોકો ગાંઢીજીને કહીને એક ગુજરાટી કલાસિકલ ડિક્ષનેરી કાંય નહિ કરાવટા?"

ગાંધીજી જે કામો કરે છે તેમાંના એકને માટે પણ તેઓ લાયક નથી એવી જેમ એક બાજુ માન્યતા છે, તેમ દુનિયાનાં જેટલાં કામો છે તે બધાં તેમણે જ કરવાં જોઇએ એવી એક બીજી બાજુની માન્યતા છે. મેં ધીરે રહી પતાવ્યું: "હા, બનાવવી જોઈએ." મેં ધાર્યું કે પ્રશ્નથી ઊલટું રૂપ સૂચનાનું છે એટલે હવે કાંઈ નવો વાર્તાલાપ નહિ થાય. ત્યાં તેમણે ઝમકુકાકી તરફ જોઈ ફરી પૂછયું:

"ટે પેલાં ગવરાવે છ ટે ડોસી મેનેજર છે કે?"

મેં કહ્યું: "એ આ મંડળનાં અઘ્યક્ષ છે. અને એમને સારું ગવરાવતાં આવડે છે એટલે ગવરાવે છે."

અને આજે ઝમકુકાકી અઘ્યક્ષતરીકે કેવાં શોભતાં હતાં!

હું નાનો હતો ત્યારે, નાતજાતના કોઈ મોટે અવસરે માણસોની વ્યવસ્થા કરતાં, કામ કરાવતાં, હુકમો આપતાં, ભભકાભેર ફરતાં તે જેવાં દેખાતાં, તેવાં જ આજે પણ દેખાતાં હતાં. માત્ર ફેર એટલો કે ગામમાં મેં તેમને રેશમી લૂગડામાં જોયેલાં અને અહીં સાદી સફેદ ખાદીમાં જોયાં. પણ એ ખાદીમાં પણ તેમનો પ્રભાવ અછતો રહેતો નહોતો. હું ઝમકુકાકીના જ વિચારે ચઢ્યો. પ્રથમ તો, બિન્દુ કમલા સાથે આશ્રમમાં જવા હઠ કરે તે માટે તેઓ આશ્રમમાં જવા લાગ્યાં. ત્યાં તેમને બીજી સ્ત્રીઓ સાથે ઓળખાણ થઇ—ખાસ કરીને તો તેમને સારું ગવરાવતાં આવડે છે માટે. તેમાંથી તેમને આશ્રમના કામનો શોખ લાગ્યો. બચ્ચાંની માવજત તો એમના જેવી કોઈક જ કરી શકતું. અને પંડોપંડ છડાં એટલે ખુશીથી બધે જઇ પણ શકે.

અને થોડા સમયમાં બધી સ્ત્રીસંસ્થામાં તે કેવાં પ્રસિદ્ધ થઈ ગયાં! તેમાં એક કારણ ગીતોનું, તેવું બીજું કાંતવાનું પણ ખરું. ગાંધીજી અસહકારની શરૂઆતમાં આવ્યા. તેમણે સ્ત્રીઓની ગંજાવર સભામાં બધાંને કાંતવાનું કહ્યું. બધી સ્ત્રીઓએ તે વખતે તો આવેશમાં આવી કાંતવા ઇચ્છા બતાવી અને કાંતવાનું શીખવનાર કોઇ માણસ માગ્યો. મહાત્માજીએ કહ્યું કે મારી સાથે વીણાબહેન છે તેમણે જ મને પણ કાંતતાં શીખવ્યું છે. તમારામાંથી પાંચ જણને કાંતતાં શીખવે અને એ પછી તે પાંચે જણ જુદા જુદા સમાજમાં વહેંચાઇ બધાંને કાંતતાં શીખવે. પ્રથમ તો બધા સમાજોમાં કાંતવાની હરીફાઇ ચાલી. તેમાં ઝમકુકાકીને લીધે સેવિકામંડળ સૌથી આગળ પડ્યું. પછી ઉત્સાહ મંદ થઇ ગયો, પણ ઝમકુકાકીને

માટે થયેલું માન પછીથી ઓછું થયું નહિ. આજે પણ દરેક જગ્યાએ મહાત્માજીની છબીને પહેરાવવાના હારનું સૂતર સેવિકા મંડળમાંથી બધા લઇ જાય. અને ઝમકુકાકીનો સ્વભાવ પણ એવો નિરહંકારી કે બધાને એ ગમી ગયાં.

હું વિચાર કરતો હતો અને સાથે સાથે ગીતો, ભાષણો, બધા તરફ ધ્યાન રાખતો હતો. એટલામાં પેલા પારસી ગૃહસ્થને ફરી પ્રશ્નપ્રેરણા થઇ આવી.

"ટે પેલાં ઊભાં છ ટેવન કોન છે?"

મેં કહ્યું: "કન્યાશાળાનાં સંગીતશિક્ષિકા વિજયાબાઇ."

હું ફરી વિચારે ચઢયો. થોડાં વરસોમાં ઝમકુકાકીમાં કેવો ફેરફાર થઇ ગયો! જાણે નવો જ જન્મ!

"અને પેલાં બીજાં ટેવનની પાસે બ્લાઉઝ પહેરીને ઊભાં છ ટેવન કોન બેન છે?"

પ્રશ્ન આગળ ન ચાલે માટે મેં કહ્યું: "હું નથી જાણતો."

ગીતો, ભાષણો, હવે પૂરાં થયાં હતાં અને ઔપચારિક કામ શરૂ થતાં હતાં. પણ હું તો મારું અધૂરું રહેલું વિચાર-સૂત્ર આગળ ચલાવવા માંડયો.

ઝમકુકાકી અને બીજી અનેક સ્ત્રીઓ આવાં કામમાં જોડાઈ છે તેમાં આત્મમહિમા એ મૂળ કારણ નહિ હોય? પણ આત્મમહિમા શેમાં નથી હોતો? ઝમકુકાકી નાતજાતમાં ફરતાં ત્યારે તેમનામાં જેવો ઉત્સાહ હતો તેવો અહીં પણ છે. માત્ર ભાવના ફરી ગઈ.

આપણે ભાવનાની વાત કરીએ છીએ, પણ એ પણ જિજીવિષાનું એક રૂપ નહિ હોય? કોઇ માણસ જેમ જીવવા ખાતર દોરડાને વળગી રહે, તેમ આ જીવવાની ઇચ્છાથી માણસ

ભાવનાને વળગી રહે છે એમ ન હોય ? ના, ના. ભાવના એ કોઇ બાહ્ય વસ્તુ નથી; જીવનમાં અવ્યક્ત રહેલી કોઈ ચીજ છે. તેને વળગવું, એટલે તેની ખાતર જીવવું, એનો જ અર્થ આત્મસાધના—આત્મામાં અસિદ્ધ રહેલી વસ્તુને સિદ્ધ કરવી તે.

ત્યારે શું આમ કાંતવાથી કે બીજું ગમે તે કામ કરવાથી દેશભાવના સિદ્ધ થઇ જતી હશે ?

ત્યારે મારી પેઠે કશું કર્યા વગર માત્ર વિચારો કર્યા કરવાથી અને વેપાર કરવાથી ભાવના સિદ્ધ થઇ જતી હશે ?

કોઇ પણ ભાવના સિદ્ધ કરવાને માટે તે ભાવનાના અંગનું કંઈક પણ કામ કરવું જોઇએ. પછી તે ભાવના ભલે ગમે તેવી ઉન્નત હોય અને આપણે કરી શકતા હોઇએ તે કામ ભલે ગમે તેટલું દીન અને સ્થૂલ હોય. કોઈ ભાવના માટે આપણે કરી શકતા હોઇએ તેમાંનું કશું ન કરીએ તો ભાવના હોય તોપણ જીવનના પોષણ વિના સુકાઇને ખરી પડે.

" ટારે ડોસીની આય બાજુ ઊભાંછ ટેવન કોન ? "

મેં કહ્યું: " પેલાં આસમાની સાડી પહેરેલી છે તે ? તેમનું નામ ભદ્રાબાઇ. "

" અરે નહિ રે, કહુંછ, પેલાં ખાડી પહેરેલાં બહુ જ ટેસ્ટવાળાં,[1] ગ્રેસફુલ[2], સાદાં છે ટેવન ? "

" એ તો આ સભાનાં સેક્રેટરી છે. "

" એગનનું નામ સું ? "

" કમલા. "

૧. ટેસ્ટ એટલે રસવૃત્તિ ૨. લાવણ્યમય

"એવનના ધનીનું સું નામ? હું ટમે લોકોની સોસાયટીમાં[1] ભલવા માગુંછ ટેથી કરીને કેહુંછ."

"સવાઈલાલ ઉજમશી, ધારશી વેલશીની પેઢીવાળા."

"આ આભારપ્રડરસનમાં નામ આવિયું ટે? ટેવન અહીં આવિયા છ?"

"હા."

"મને જરા ઇન્ટ્રોડયૂસ કરી આપસો?"[2]

"એ તો હું પોતે."

મારા પાડોશી મને અનંત પ્રશ્નો પૂછી શકે એવા લાગતા હતા, પણ પોતાની મેળે જ તેઓ અંતિમ બિન્દુએ આવી ગયા. હવે તેમણે મારી સામું જોવું પણ બંધ કર્યું.

પણ મારા વિચારની દિશા કમલા તરફ વળી ગઇ.

ઝમકુકાકીને નવી ભાવના તરફ વાળનાર તો કમલા જ. તે પોતે તે નહોતી જાણતી. નવું જીવન પ્રગટ કરવાને બુદ્ધિની જરૂર નથી હોતી, પણ પ્રેમની જરૂર હોય છે. બાળકથી માંડીને ઘરડાં સુધી સર્વને પ્રેમની જરૂર હોય છે.

ઝમકુકાકી જેવાં ઘણાંય બિચારાં પ્રેમને અભાવે વૃથા જીવન ગાળતાં હશે.

"બાપુજી!"

હું ચમકીને જાગ્યો. સભાજનો ચાલવા માંડયાં હતાં. કમલા, ઝમકુકાકી અને બિન્દુ, જીવનની ત્રણ મૂર્તિઓ મારી સમક્ષ ઊભી હતી.

૧. સમાજ ૨. "ઓળખાણ કરાવી આપશો?"

# કપિલરાય

શિવદુર્ગ જંકશને ટ્રેન ન મળી એટલે એક દિવસ ત્યાં રોકાવાનું થયું. ત્યાંના એસાઇલમમાં મારા જૂના મિત્ર ડૉ. દોશી હતા એટલે એમને ત્યાં જ ઊતરવાનું રાખ્યું. જમીને જરા આરામ કરીને ડૉક્ટરે ચાના વખત સુધીને માટે આંગણામાં વેલના મંડપ નીચે ખુરશીઓ નંખાવી અને પેપરો મુકાવ્યાં. થોડી વાર પેપરો ઉથામ્યા પછી મેં ડૉક્ટરને કહ્યું: “ડૉક્ટર, એસાઇલમ જ બતાવો ને!” અમે બન્ને એસાઇલમ જોવા નીકળ્યા.

બોલી બોલીના, પ્રાંત પ્રાંતના, તરેહ તરેહના ગાંડાઓ હતા. દરેકની ઓરડીની તખ્તી પર તેમનાં નામો હતાં. નામો ઉપરથી ઘણાખરા દક્ષિણના જ દેખાતા હતા. હું ગુજરાતી નામની શોધમાં હતો. ત્યાં એક તખ્તી પર માત્ર ચોકડી જોઇ. મેં પૂછ્યું: “આના નામની તખ્તીમાં ચોકડી કેમ કરી છે?”

“એ ચોકડી નથી, એક્સ [ x ] છે.”

મેં કહ્યું: “કેમ કંઇ એલજિબ્રામાંથી દરદીને ઉપાડી લાવ્યા છો?”

“તેનું નામ જ જડતું નથી!”

“તમે તેની ભાષા જાણનાર પાસે તેને પુછાવી જોયું?”

"અરે! ગુજરાતી છે. આખા એસાઈલમમાં એ એક જ ગુજરાતી છે. ક્યાંથી આવી ચઢ્યો તે પણ જણાતું નથી."

ગુજરાતી જાણી મને વધારે જિજ્ઞાસા થઇ. અમે બન્ને તેના તરફ ગયા. ખુરશી પર બેઠો બેઠો દરદી બહુ જ ઝપાટાબંધ કંઇક લખ્યે જતો હતો. અમારા તરફ તેની પીઠ હતી. ડૉકટરે જણાવ્યું કે એ તેનો મેનિયા (ઉન્માદનો તંત) છે. લખવા ન મળે તો તેનો ઉન્માદ વધે છે.

અમારી વાતચીતથી તેણે અમારા સામું જોયું. કસાણું મોં કરી કહેઃ "વળી પાછા મારો ફોટોગ્રાફ લેવા આવ્યા! હજી હમણાં જ એક જણ લઇ ગયો. જ્યારથી નોબેલ પ્રાઈઝ મળ્યું ત્યારથી ફોટોગ્રાફો, હસ્તાક્ષરો, મુદ્રાલેખો, મુલાકાતો હમેશ ચાલ્યા જ કરે છે. પણ અમારે તે નવું તમને જ મળવું કે બીજું કાંઇ કામ કરવું? બિચારા ટાગોરની પણ આ જ દશા થઇ હતી."

મને અવાજ કંઇક પરિચિત લાગ્યો. મેં પૂછ્યુંઃ "તમારું નામ?"

"તમે મને આમ પજવો છો તેના કરતાં મને સાહિત્યનું કામ કરવા દો તો દેશને કેટલો ફાયદો થાય!"

મેં કહ્યુંઃ "થાય જ, આપનું નામ?"

"હાં! પેલામાં 'હંસ' રાખેલું છે."

"ત્યારે આપનું ખરું નામ શું?"

"'કુંભીપાક'માં મેં 'ધંતુરો' નામ રાખેલું. 'સરસ્વતી'માં વળી 'સંન્યાસી.' પેલા બીજામાં......તમે જ કહો જોઉં, શું રાખ્યું હશે?"

મેં કહ્યુંઃ "હું શું કહી શકું?"

"'સત્યાસી.' પેલામાં 'નિખાલસ', પેલામાં 'ખલાસી.'"

"પણ તમારું ખરું નામ શું?"

"દર્પણ. સાહિત્ય. પેનસિલ. તુફાની. તખલ્લુસ. જ્યુજ્યુત્સુ."

"પણ આ બધામાં ખરું નામ?"

"ભાઇ, જેમ બ્રહ્મનાં અનેક નામ છે તેમ મારાં અનેક છે." પોતે ગાયું:

"નામનો આધાર, તારા નામનો આધાર.
કર મન નામનો વેપાર જી.
નામકો આધાર તેરે નામકો આધાર."

"જગત બધું નામને આધારે લટકી રહ્યું છે." ફરી ગાયું:

"ગણતાં નાવે પાર, તારોતાર,
ધારોધાર, ભારોભાર, બારોબાર."

ગાતાં ગાતાં ખૂબ ધૂનમાં આવી માથું ધુણાવવા લાગ્યો અને ચપટીઓ વગાડવા લાગ્યો. ડૉક્ટરે મને કહ્યું કે તેને આમ ગાવાની ટેવ છે. કોઇ કોઈ વાર તો રાત આખી રાગડા તાણી વૉર્ડરોને પણ સતાવે છે.

મેં પૂછ્યું: "આ ટાગોર અને નામોની વાતો હમેશાં કરે છે?"

"હંમેશ. લગભગ એનાં એ નામો અને એની એ સંખ્યા—સત્યાસીની."

મને કંઇક સમજાવા લાગ્યું હતું. મેં સાહસ કરી પૂછ્યું: "પેલા 'ખેલાડી' કોણ?"

દરદી ખડખડાટ હસ્યો. "એ નામને તો નોબેલ પ્રાઇઝ મળ્યું છે. એ તો મારી જીત છે, ગુજરાતની જીત છે, જગતની જીત છે, નંબર ૮૭ ની જીત છે." વળી ગાવા લાગ્યો:

"નોબેલ, રસરેલ, અલબેલ,
રંગરેલ, રસવેલ, શિખવેલ."

ડૉકટરે મને પૂછ્યું: "તમે આને ઓળખો છો ?"

મેં કહ્યું: "હા, હવે તો ઓળખું છું. તમારું નામ 'કપિલરાય' ખરું કે નહિ ?"

દરદી હસ્યો અને બોલ્યો: "મારું નોબેલ પ્રાઈઝ તને આપી દઉં છું જા." ફરી ગાવા માંડયો:

"નોબેલ.........

અમે ત્યાંથી ખસ્યા. ડૉકટરે કહ્યું: "સામાન્ય રીતે ઉન્માદના દરદીઓ બધું ભૂલે છે, પણ પોતાનું નામ ભૂલતા નથી. આ દરદીને એવો સખ્ત ઉન્માદ નથી છતાં તે નામ નથી દેતો. આવો દરદી હું પહેલો જ જોઉં છું. તમે એને ક્યાંથી ઓળખો ?"

"અમે કેટલોક વખત સાથે રહેલા છીએ."

"તમને વાંધો ન હોય તો તેની હકીકત કહો. હું તેના કેસમાં રસ લઉં છું. તેના ઉન્માદનું કારણ જણાય તો કંઈક થઈ શકે. તેનાં નામઠામ જણાય તો તેનાં સગાંવહાલાંને ખબર પણ આપી શકાય."

મેં કહ્યું: "ખુશીથી."

"તમે જાણતા હો તેટલું બધું કહેજો. ઉન્માદનું કારણ કોઈ ઘણી જ નજીવી સાદી હકીકતમાં કોઈ કોઈ વાર હોય છે."

અમે ચા પીવા ગયા. ચા પીતાં મેં વાત શરૂ કરી.

કપિલરાયનો પ્રથમ પરિચય મને ભાટોદરમાં થયો. એ મારું મોસાળ થાય. અમારા ગામમાં પ્લેગ થવાથી હું મારી

બા સાથે ત્યાં થોડા માસ ગયેલો. તે વખતે હું મેટ્રિક ક્લાસમાં હતો. ભાટોદર ઘણું નાનું ગામ છે. થોડી ચોપડીઓ સાથે લઈ ગયેલો, પણ વાંચવું ગમતું નહોતું; છતાં ગામમાં પણ કાંઇ ગમતું નહોતું. ગામના મારી ઉમ્મરના છોકરાઓ બધા ખેતરમાં કામે જાય, અને નાળિયેર ફોડવાની, પથ્થરો ઊંચકવાની, ગેડગેડામણી, ખજૂર ખાવાની રમતો રમે તેમાં મને રસ ન પડે. સ્વાભાવિક રીતે ત્યાં હું કપિલરાય તરફ આકર્ષાયો. કપિલરાય એ ગામના વતની હતા, અને અમદાવાદની બોર્ડિંગમાં રહી મેટ્રિક ક્લાસમાં ભણતા હતા. હું તાજો જ મેટ્રિક ક્લાસમાં પડેલો અને કપિલરાયને મેટ્રિકની બે પરીક્ષાઓનો અનુભવ થઈ ગયેલો એટલે તેમના તરફ હું ઘણી માનની દૃષ્ટિથી જોતો. વિશેષ માન તો મને એટલા માટે થયું હતું કે એ મારાથી બે ત્રણ વરસે જ મોટા, છતાં તે ગામના સંભાવિત ગૃહસ્થોની પેઠે રહેતા, ખેસ નાખીને ફરતા, ચોરે જતા, ગામગપાટા મારતા, અને ગામ આખું ન જાણતું હોય તેવી શહેરની તથા સાહિત્યની વાતો કરતા. તેમ છતાં મારા તરફ અત્યંત સ્નેહ બતાવી મને પરીક્ષામાં શું કરવું વગેરે શિખામણ આપતા, અને મંડપમાં તેમણે નકામી નોટબૂકો મંગાવીને સુપરવાઇઝરને હેરાન કર્યો હતો તથા જતાં જતાં બે હાથ પહોળા રાખી ખડિયા ઢોળી ફોડી પરીક્ષાની ફી વસુલ કરી હતી, તે વાત કરી વિનોદ સાથે આશ્ચર્ય પમાડતા.

એક દિવસ હું મારા મામા સાથે ઊંધિયું ખાવા ચોરે ગયો હતો. ઊંધિયું ખાઈ રહ્યા ત્યાં ગામના મુખીએ મારા મામાને એક અરજી વાંચવા કહ્યું. અરજીમાં કોઇ ચ્યવનરાય નિર્દોષી

નામના માણસે અમુક અમુક નંબરો પોતાના પિતાના નામ પરથી પોતાના નામ પર ચઢાવી આપવા લખેલું. પણ તે આસામી કોણ તે સમજાતું નહોતું. મારા મામા પણ વિચારમાં પડયા એટલામાં કપિલરાય આવ્યા. "કેમ મુખી, શી ચિંતામાં પડયા છો ? કાંઇ મુકામ બુકામ આવે છે કે કેમ ? આવતો હોય તો ચિંતા ન કરશો, આપણે સાથે ઊભા રહીશું." મુખીએ કહ્યું: "ના ના, પણ આ અરજીમાં કોકનું નામ છે તે ઓળખાતો નથી. તે નંબર બરાબર જોવા પડશે." "લાવો જોઇએ, શું છે ?" કહી કપિલરાયે અરજી વાંચી કહ્યું: "તેની ફિકર ન કરશો. હું બધો ખુલાસો કરી આપીશ." મુખી કહે: "ત્યારે કરી નાખોને." "ના, ના, અત્યારે તો મારે ઘણું કામ છે. બધી ટપાલ લખવાની છે. અને સમજાવતાં વખત લાગે એમ છે" કહી ચાલવા માંડયા. ચાલતાં ચાલતાં મારા સામું જોયું. હું તેમના જવાબથી ચાકત થઈ આદરપૂર્વક જોઈ રહ્યો હતો. મને કહે: "ચાલોને મિ. ભટ્ટ, અહીં શું કરશો ? મારી સાથે ચાલો. ઘણું નવું જાણવાનું મળશે." હું સાથે ગયો. અમે ઘેર પહોંચ્યા. માથા પર છાપરું અથડાય નહિ તેની સંભાળ રાખતા બન્ને મેડી ઉપર ગયા. કપિલરાયે બારી ઉઘાડી, પોતાના બેસવતી ઢાળિયા ઉપરની તથા ગાદી તકિયા ઉપરની ધૂળ ખંખેરી નાંખી પોતે બેસી મને હાથ ઝાલી પાસે બેસાર્યો. હું સંકોચાતો પાસે બેઠો. પેલી અરજી વિશે મને પૂછવાની ઇચ્છા થઇ, પણ આવા કામઢા માણસને કેમ પૂછાય કરી હું કૌતુકથી તેમની સામું જોઈ રહ્યો અને સંકોચ પામતાં દિવાલો ઉપરના ફોટોગ્રાફો અને વર્તમાન-પત્રોમાંથી કાપેલાં ચિત્રો જોવા લાગ્યો. તેમનાં કપાટો મારે

ઘેર હતાં તે કરતાં ઘણાં નાનાં હતાં પણ આ બધો વૈભવ કપિલરાયનો જ, અને તેમને ઘરના મુખ્ય માણસ તરીકે કપાટો વચ્ચે બેઠેલા જોઇ મને કોઈ નવીન જ આદર થયો અને કશું બોલાયું નહિ.

મારી ગભરામણ મટાડવા જ જાણે કપિલરાય બોલ્યાઃ "પેલી અરજીની વાત સમજ્યા ?" મેં કહ્યું: "ના."

કપિલરાયે મને બધી વાત સમજાવી, હું તો મોંબદલો શું એ પણ નહોતો સમજતો. પણ એક ખરા શિક્ષક કે કદાચ પ્રોફેસરની પેઠે ભાષણ કરી મને સમજાવ્યું કે, કપિલ-રાયના પિતા દોઢ વરસ ઉપર ગુજરી ગયા હતા. એ ખેતરો પોતાના નામ પર લેવાને પોતે અરજી કરેલી તેની તપાસ થઈ ગયેલી પણ હજી ખેતરો પોતાને નામે ચઢ્યાની ખબર નહિ આવેલી એટલે આ બીજી અરજી કરી. પણ તેમાં ખૂબી એવી કરી કે આ બીજી અરજી ચ્યવનરાય નિર્દોષીના નામથી કરી એટલે એ આસામી કોણ છે તેની તપાસ થવા અરજી મુખ્બી ઉપર આવી.

મેં પૂછ્યું: "તપાસ તો થઈ ગઇ છે ને ફરી કેમ કરાવી ?"

"બસ એ જ છે ના. તમે હસો નહિ તો સરકારની મૂર્ખાઇની વાત કહું. મેં પહેલી અરજી કરી તેમાં ચોખ્ખું લખેલું કે કપિલરાય ઉર્ફે ચ્યવનરાય નિર્દોષી, ઉર્ફે ગજમલ દંડી, પણ અરજી વાંચે કોણ ? આ બીજી વખત ચ્યવન-રાયના નામથી અરજી કરી એટલે પાછી ફરી તપાસ કરવા મોકલી. અક્કલ નહિ કે આ તો એનો એ આસામી છે. હું ખરો તો હજી ત્રીજી વાર ત્રીજા જ નામથી અરજી કરું.

મરને અથડાતી અને તુમાર વધતો. સરકારી રાજ્યનું પોલ તો ખુલ્લું થાય છે!"

મેં પૂછ્યું: "પણ તમે આટલાં બધાં નામ કેમ રાખો છો?"

"તે મને શું યાદ રહે કે મેં કયા નામથી પહેલી અરજી કરી હતી? ઉતાવળમાં તે વખતે જે નામ યાદ આવે તે નામથી અરજી કરી નાખું. મારે તો હજાર જગ્યાએ મિત્રોને કાગળ લખવાના, માસિકોને લેખો લખવાના હોય. જુઓ મારે કેટલા માણસો સાથે સંબંધ છે તે બતાવું. જુઓ, આટલાં તો દિવાળી ઉપર મારા ઉપર કાર્ડો અને કવરો આવેલાં. જુઓ કેટલી છાપેલી અને કેટલી લખેલી કવિતા છે! મેં આથી પણ વધારે માણસોને પત્રો લખેલા. દરેકને જુદાં નામ." કપિલરાયે ગંજીપા જેવડો કાર્ડોનો થોકડો બતાવ્યો.

મેં કહ્યું: "પણ સરકારને તમારાં બધાં નામો ક્યાંથી યાદ રહે?"

"તે બીજા પક્ષકારો હોત તો યાદ રહેત કે નહિ?" હવે મને પૂછવા કરતાં સાંભળવું જ ઠીક લાગ્યું: "સરકાર આપણા સાહિત્યને નથી ખીલવા દેતી. હું ખરો તો એકવાર સરકારને સાહિત્યથી સરખી કરી નાંખું!"

"મારે તો સાહિત્યનો જ ઉદ્ધાર કરવો છે. શું આપણા ગુજરાતમાં નોબેલ પ્રાઇઝ ન મળી શકે એમ માનો છો? ન કેમ મળે. અત્યારથી કયાં કયાં તખલ્લુસોથી લખવું તે નક્કી કરી રાખ્યું છે. કયાં કયાં નોવેલો લખવાં તેનાં નામો નક્કી કરી રાખ્યાં છે. સાહિત્યને માટે જ કામ કરનાર એક મંડળી ઊભી કરવી છે. તેમને તથા બહારનાને જેને જેને તખલ્લુસો કે પુસ્તકોનાં નામો જોઇએ તેમને પૂરાં પાડવાની ગોઠવણ કરવી છે. જુઓ, આ

કાવ્ય જુઓ." એક માસિક ઉઘાડી મને બતાવ્યું. "તેમાં તખલ્લુસ શું છે? જુઓઃ 'કાંપિલ્ય!' તે કોણ, ખબર છે? સેવક પોતે. જુઓ આ બીજું: 'કોકિલ!' લ્યો તમારે કાવ્યો વાંચવાં જોઇતાં હોય તો લ્યો. આમાંથી ગમે તેટલાં આપી શકું છું." સાથે આણેલી ચોપડીઓ પણ હું વાંચતો નહોતો ત્યાં આ કયાં લઉં! પણ કપિલરાયનો આગ્રહ જબરો હતો. તેમની નોંધવહીમાં મારું નામ ઠામ વગેરે બધું લખી ત્રણ માસિકો આપ્યાં. અને તેમાંથી તેમનો લેખ શોધી કાઢવાનું મને કહ્યું.

સાંજ પડવા આવી હતી એટલે મેં કહ્યું: "હવે હું રજા લઈશ." મને કહે: "લ્યો હું પણ તમારી સાથે આવું."

મેં કહ્યું: "તમારે કામ ઘણું હશે, તમે કયાં આવશો?"

"અરે, ના ના. કામ તો કાલે થશે. એમાં શું?" કરી મારી સાથે ચાલ્યા.

મારી વાતનું એક પ્રકરણ અહીં પૂરું થતું હતું; એટલે મેં ડૉકટરને કહ્યું: "મારી હકીકત તમને નકામી લાગતી હોય તો મને રોકજો. હું હકીકત ટુંકાવીશ."

ડૉકટરે કહ્યું: "ગામડાની રમતો વગેરે મારે બહુ ઉપયોગી નથી. પણ તમે મારા દૃષ્ટિબિન્દુનો વિચાર કર્યા વિના તમને યાદ હોય તેટલું કહો. આટલી હકીકતથી મને કેટલોક ખુલાસો થાય છે. હજી મુખ્ય પ્રશ્નનો ખુલાસો થતો નથી. મને તમારી વાતમાં રસ આવે છે."

મેં કહ્યું: "હાલનાં માસિકોની વાર્તાની પેઠે આ વાતનો વધારે રસિક ભાગ હજી હવે આવે છે."

ડૉકટર જરા હસ્યા, મેં આગળ ચલાવ્યું:

તે પછી ચારેક વરસે અમે ફરી મળ્યા. હું એલ્ફિન્સ્ટન કૉલેજમાં ફર્સ્ટ બી. એ. માં હતો. કપિલરાય ઇન્ટર આર્ટ્સમાં એક વાર નાપાસ થઇ મુંબઇ આવ્યા હતા. પરીક્ષકો મુંબઇની કૉલેજમાંથી નીમાય છે માટે મુંબઈની નોટોનો લાભ લેવા મુંબઈ આવવું તેમણે પસંદ કર્યું હતું. તેમની સાહિત્યપ્રવૃત્તિ આટલાં વરસમાં ઘણી વધી ગઇ હતી. મને તેમને માટે હવે માન કરતાં કંટાળો અને ઘૃણા વધારે આવતાં. પણ તેઓ તો પોતાનાં કાવ્યો, વાર્તા આદિમાં મસ્ત રહેતા. જે વિષયમાં નાપાસ પડતા તેની કવિતા કરતા. એક વાર તેમાં તર્ક અને બર્કનો અનાયાસે પ્રાસ મળી જતાં તેમના આનંદનો પાર રહ્યો નહોતો.

એક વાર રજાના દિવસોમાં કપિલરાય મને મળવા આવ્યા. અલબત હું પણ માસિકો વગેરે વાંચતો થયો હતો. પણ સાહિત્ય સંબંધી તેમની વાતોમાં રસ નહિ પડવાથી, અને તેમને ઝટ ઊઠવાની ટેવ નહિ હોવાથી, પાસેના મિત્રોને બોલાવી ચોપાટ રમવાનું શરૂ કર્યું. કપિલરાયને ચોપાટ રમવાનું પૂછ્યું ત્યારે કહે, કે આવી નિર્દય રીતે 'સમયને મારવાનું' પોતે પસંદ નથી કરતા. છતાં અમને સલાહ આપવા બેઠા. જે રમતા નથી, રમી શકતા નથી, તે હમેશાં સલાહ આપવાનું કામ કરે છે.

ચોપાટ જેવી કોઈ લાંબી રમત નથી. હિંદુસ્તાનમાં જ્યારે લોકો નવરા હશે અને વખત ખૂટતો નહિ હોય, ત્યારે આ રમત શોધાઇ હશે. છતાં અમારી રમત ચગી. તેનું કારણ અમારી રમવાની આવડત નહિ પણ અણાવડત હતું. એ અણાવડતનો અવકાશ અમે વાતોથી પૂરી લઈ મજા માણતા હતા.

અમારી સાથેના ધીરુભાઇને તો સોગઠી ચાલતાં જ ન આવડે. તેમને દા પુષ્કળ પડે પણ ઘણી વાર તો ત્રણ ત્રણ વાર પડીને બળી જતા. ઠેઠ સુધી તેમને તોડ ન થયો. સોગઠીઓ પડમાં આવી આવીને ખડી થઇ, પાછી ચાલી, વળી ચોર્યાશીના ફેરામાં પડે. અમે સર્વેએ એમની સોગઠીઓનું નામ કપિલરાય પાડ્યું. કપિલરાય પણ આ મશ્કરી અરધી સમજી, અરધી ન સમજી, અમારી સાથે હસવા લાગ્યા. અને ધીરુભાઈની સોગઠીઓને કોઇ મારે છતાં તે પાછી આવીને પડમાં બેસતી તે ઉપરથી પોતે અભિમાન લેવા લાગ્યા. એક બીજા છત્રપતિ હતા. તેમને ચોપાટના બે જ નિયમો આવડતા: એક તો એ કે બીજાના પડમાં દાવ નાખવાથી દાણા વધારે સારા આવે અને બીજો એ કે માંચે (ફૂલે) બેસવાથી સોગઠી મરતી નથી. એટલે હાથ લંબાવીને પણ બીજાના પડમાં કોડીઓ નાખતા; અને સોગઠીઓ માટે માંચો શોધ્યા કરતા અને મળ્યા પછી બને ત્યાં સુધી છોડતા નહિ. અમે તેમને આપણા સાહિત્યમાં એક વાર પ્રસિદ્ધ થયેલા ગણપતિશંકરનું નામ આપ્યું. તેમણે ૧૯૦૨ માં એક નિબંધ લખ્યો તે ઘણો વખણાયો, તેમને પ્રતિષ્ઠા મળી ગઇ અને પછી તેમણે બીજું કશું લખ્યું જ નહિ. માત્ર બીજાં ક્ષેત્રોમાં કામ કરનારાઓને સલાહના સોઝા માર્યા કર્યા. પણ તેમની સાવચેતીઓ બધી બરબાદ ગઇ. મંગુભાઇ રમવામાં ઉસ્તાદ હતા. રમત ચગાવવા તેમણે એક સોગઠી પાકતી હતી તેને ગાંડી કરી. સાધારણ સોગઠી કરતાં ખાસ માંચાને મારવામાં જ તેમણે વધારે ધ્યાન આપ્યું. પરિણામે કેટલાક માંચા ખાલી થયા પણ એ ગાંડી સોગઠી પાક્યા વગર મરી ગઈ. આ સોગઠીનું નામ અમે મનહરલાલ પાડ્યું. મનહરલાલે

સાહિત્યમાં થોડું સારું લખ્યું હતું પણ તે પછી તેમને કોણ જાણે શાથી એમ જ થયું કે બધા પ્રતિષ્ઠિત સાક્ષરોની સામે લખવા માંડયું. એક એની ખોટી પ્રતિષ્ઠા હતી તે નષ્ટ થઈ, પણ પછીથી મનહરલાલ પોતે કશું સારું ન કરી શકયા. હું જાળવીને રમતો હતો. મારી ત્રણ સોગઠીઓ પાકી ગઇ પણ છેલ્લી ખૂંદમાં સૂતી, તે કેમેય પાકે નહિ. બધા મને ખૂંદિયાળ કહી ચીઢવવા લાગ્યા અને મારું નામ પાડયું કેવળરાય: જેઓ ઘણાં વરસથી સાહિત્યમાં સૂતા સૂતા કામ કરે છે, સૌથી પહેલાં લખવું શરૂ કર્યું છે પણ હજી કશામાં પ્રગતિ કરતા નથી. હું ઘણો ચીઢાયો અને છેવટે ચોપાટનો ઉલાળિયો કર્યો.

સાંજ પડવા આવી હતી. કપિલરાય ઊઠયા. મેં કહ્યું: “ કેમ કપિલરાય, હમણાં તો કાંઇ તમારા લેખો નજરે ચઢતા નથી ?” કપિલરાયે હસતાં હસતાં કહ્યું: “ મારો લેખ પકડાય ત્યારે થઇ રહ્યું. કેટલાયને મેં તર્કો કરતાં જોયા છે, પણ કોઇ મને ઓળખી શકતું નથી. દરેક લેખમાં મારું તખલ્લુસ જુદું ! ” મેં કહ્યું: “ ના, ના ! પણ હમણાં કાંઇ લખતા નો હશો ના ! ” તો કહે “ અરે સમજી લેજો કે થોડા દિવસોમાં સાહિત્યમાં મોટો ખળભળાટ થઇ જવાનો છે ! ” અમે એ વસ્તુ તરફ આશ્ચર્ય બતાવી તે વખતે તો જુદા પડયા.

તે પછી ત્રણેક મહિના પછી સરસ્વતી પત્રિકામાં એક ‘ સરસ્વતી ચૌસર ’ નામનો લેખ આવ્યો. ઘણાઓએ મથાળા પરથી ધાર્યું કે સરસ્વતીના કંઠના ચાર સરનો હાર એવો અર્થ હશે; પણ લેખકે નીચે ટીપ કરી હતી. કે હિંદીમાં ચોપાટને ચૌસર કહે છે. તેમાં આપણા સાહિત્યના પ્રસિદ્ધ સોળ સાક્ષરો લીધા હતા અને તેમના ચાર તફા પાડયા હતા.

દરેકને એકેક સોગઠી બનાવી હતી અને એમાં કોને માર્યો, કયો માંચા પર બેઠો, કયો ગાંડી સોગઠી થઇ, કયો ખડી થઈ ફર્યા કરતો હતો, કયો બૂંદમાં પડયો હતો, કયો પાક્યો, કઇ સોગઠીના પોબાર પડતા હતા, કઇ સોગઠી ખોટા દાવથી ચાલી હતી વગેરે અનેક ટીકાઓ કરી હતી. દરેકને સોગઠીની ભાષામાં જે જે કહ્યું હતું તે લાગુ પડતું નહોતું અને કેટલાકનો તો અર્થ જ થતો નહોતો, પણ એમ થવાથી જ એ લેખમાં બધાને વધારે રસ પડવા લાગ્યો હતો, અને તેથી જ એના અર્થ સંબંધી ઘણા તર્કો થતા હતા. આખા લેખનો શો ઉદ્દેશ છે, તેમાં કોની નિન્દા છે, કોના પર આક્ષેપ છે એ કશું સ્પષ્ટ નહોતું અને તેથી દરેક પોતાના શત્રુને આબાદ ટકોર વાગી એમ સમજતો હતો. લેખની નીચે ‘ખેલાડી ’ની સહી હતી અને આ નામથી આ પહેલો જ લેખ પ્રગટ થયેલો હોવાથી તે લખનાર કોણ હોઇ શકે તે સંબંધી પણ તર્કો થવા લાગ્યા હતા. એકેએક સામયિક આ ચર્ચામાં પડયું હતું અને ચર્ચાપત્રો ઉભરાવા લાગ્યાં હતાં. જેમનાં નામંજૂર થતાં હતાં, તેઓ અમુકે નામંજૂર કર્યું એમ ટીપ લખી બીજાને મોકલતા: એમ એક લેખ પ્રસિદ્ધ થયો ત્યાર પહેલાં પાંચ જગાએથી નામંજૂર થયેલો હતો. અને એ દરેક નામંજૂરીનાં કારણોની પાછી ચર્ચા ચાલતી હતી. આ રીતે ચર્ચાપત્રોનું કામ એટલું બધું વધી પડયું હતું કે એક લેખકે ‘ ચર્ચાપત્ર ’ નામનું જુદું સામાહિક કાઢવાની યોજના કરી. તેને સાહિત્ય પોષક સમિતિ તરફથી ખાસ મદદ અપાઇ. તેના તંત્રીએ પોતાનું નામ આપવા સિવાય કાંઇ લખવાનું કે નીતિ નક્કી કરવાનું હતું નહિ તેથી એક સાહિત્ય–સાહસિકે તેનું તંત્રીપદ

સ્વીકાર્યું. સૌથી પ્રથમ અંક ચૌસર-સર્વસ્વનો હતો. તેમાં આ ચર્ચાના બધા લેખો, તારીખના અનુક્રમે, અને તે ઉપરાંત કોણે કોને કયા સામયિક દ્વારા જવાબ આપ્યો તે સર્વ હકીકત સાથે, આપ્યા હતા અને તેની એક હજાર નકલો તો તુરત ખપી ગઈ!! આખા હિંદુસ્તાનમાં કોઇ પણ સાહિત્યના સામયિકનો પહેલો જ અંક આટલી ઝડપથી ખપ્યો નથી એમ આંકડા આપી તંત્રીએ સાબીત કરી બતાવ્યું !

અમારી હૉસ્ટેલ પણ આ ચર્ચામાં રસ લેતી હતી. અમને પોતાને તો ખાતરી હતી કે આ લેખ કપિલરાયે લખ્યો હોવો જોઇએ. અમે કપિલરાયને બોલાવ્યા અને તેમને આ તોફાન કરવા માટે સહર્ષ અભિનન્દન આપ્યું. પણ કપિલરાય તો એકદમ ગંભાર થઇ ગયા અને કહે, કે એ લેખ એમનો ન હોય એ પોતે તો આમ પકડાઇ જાય એવા નામથી લેખ લખે જ નહિ, અને પારકી કલ્પનાનો ઉપયોગ પણ ન કરે. અમે તેને માની જવાને માટે બહુ બહુ કહ્યું પણ તે એકનો બે થયો નહિ. તેનું રહસ્ય વીસ વરસ પછી બહાર પડશે એમ કહીને તે અમારાથી છૂટો પડયો.

કપિલરાયની આ અગમ્ય વાણીથી અમને સર્વને રીસ ચઢી. આનું કંઇક કરવું જોઇએ એમ અમને લાગ્યું અને તેનો ઉપાય શોધવા માંડયો. ધીરુભાઇએ એક યુક્તિ સૂઝાડી. આપણામાંથી કોઈ અમુકે એ લેખ લખ્યો છે એવાં એક-સાથે ચર્ચાપત્રો લખવા માંડો એટલે ભાઇ સાહેબ પોતાની મેળે બહાર આવશે. આ યુક્તિ સર્વને પસંદ પડી. અમારામાં એક છગનલાલ ચોપાટના સારા ખેલાડી હતા અને ચોપાટ ઉપર તેમણે પહેલાં એક લેખ લખ્યો હતો તેમને અમે આ

લેખના લખનાર તરીકે પસંદ કર્યા. અમારામાંથી ચાર પાંચે એકસાથે એ મતલબનાં ચર્ચાપત્રો આપવા માંડયાં. એકે લખ્યું કે હજી પ્રેમાનન્દનાં નાટકોનું કર્તૃત્વ સંદિગ્ધ છે ત્યાં આવા બીજા પ્રશ્નો ઉપસ્થિત થાય તે સાહિત્યની અનવસ્થા દર્શાવે છે. સરસ્વતી પત્રિકાએ મૂળ લેખકની ખાતરી કર્યા વિના લેખ સ્વીકાર્યો એ સાહિત્યનો અપરાધ કર્યો છે. આ લેખને જ નોબેલ પ્રાઇઝ મળે અને આપણે લેખકને ન શોધી શકીએ તો જગતમાં આપણું કેવું ખરાબ દેખાય! બીજાએ લખ્યું કે આ લેખ અને થોડાંએક વર્ષો ઉપર ચોપાટ ઉપર લખાયેલા લેખની વચ્ચે ઘણું સામ્ય છે, અને લેખકને ચોપાટનો શોખ ન હોય તો આવો લેખ લખી ન શકે માટે એ જ લેખકનો આ લેખ હોવો જોઇએ. એ લેખ જૂની ફાઇલોમાંથી શોધીને તેના કર્તાનું નામ નક્કી કરી બહાર પાડવું જોઇએ. વળી ત્રીજાએ છગનલાલના એક બીજા લેખમાં કોઈ સાક્ષર ઉપર ટીકા હતી તેની અને આ લેખની વચ્ચે સામ્ય બતાવી અનુમાન બાંધ્યું કે, એ બન્નેનો એક જ લેખક હોવો જોઇએ. આ ચર્ચાપત્રો એકદમ વરસવા માંડયાં. તેના વિરુદ્ધ અમારામાંથી જ કોઈએ લખ્યું. તેના જવાબમાં અમે એક જણ પાસે લખાવ્યું, તેમાં પેલા વિરુદ્ધ ચર્ચાપત્રનું ખંડન કરી વિશેષમાં લખ્યું કે આ કાંઈ પ્રેમાનન્દ જેવો પ્રશ્ન નથી. છગનલાલ હયાત છે અને અમે આહ્વાન કરીએ છીએ કે આ લેખ તેમણે લખ્યો નથી એમ તેઓ સાબીત કરી આપે! છગન-લાલ પાસે અમે જવાબ લખાવ્યો અને તેમાં સ્પષ્ટ ઇનકાર કોઇ જગ્યાએ ન કરતાં એટલું જ લખાવ્યું કે એ લેખ મારો નથી એમ મારે શા રીતે સાબીત કરવું તે કોઈ બતાવશો?

અને એ જવાબ પ્રસિદ્ધ થતાં જ અમારામાંથી બે જણે એક-સાથે ચર્ચાપત્રો લખ્યાં કે એવો અસ્પષ્ટ જવાબ નહિ ચાલે. ચોખ્ખો ઇનકાર લખાવો જોઈએ. તંત્રીએ પણ નીચે એવી જ મતલબની નોંધ લખી. અમારામાંથી વળી બે માણસોએ અમુક અમુક સાક્ષરોને 'ગાંડી સોગઠી' અને 'ખૂંદિયાળ' કહ્યાના આક્ષેપો સાચા કરી આપવા ભાઇ છગનલાલને ખુલ્લા પત્રો લખ્યા. અને એક બે માસમાં તો છગનલાલ જ એ લેખનો લેખક છે, એમ લગભગ દરેક તંત્રીએ માનવા માંડયું. હવે છગનલાલને ધર્મરાજા જેટલું ય જૂઠું બોલવાની જરૂર ન રહી. માત્ર મૌનથી નહિ ધારેલી ઝડપથી એ ગપ પ્રસરી ગયું.

ડૉકટરઃ "તમે સારી યુક્તિ શોધી કાઢી અને તે સફળ પણ થઇ ગઈ. અત્યારે એની વાત કરતાં પણ તમારા મોં પર હું ઉત્સાહ જોઈ શકું છું."

મેં કહ્યુંઃ પણ જ્યાંસુધી કપિલરાય બહાર ન પડે ત્યાં સુધી અમારી યુક્તિ સફળ થઇ ન ગણાય. અમે માનેલું કે તેઓ જરૂર પોતાના કર્તૃત્વની સાબીતી લઇને કોઈ માસિકમાં ડોકિયું કરવાના, છેવટે બીજું કાંઇ નહિ તો અમને મળવા તો આવવાના જ. એક માસ ગયો, બે માસ ગયા, છતાં કપિલરાયના કાંઈ સમાચાર ન મળ્યા. છેવટે તેમની કૉલેજમાં જઈ ખબર કાઢવાનો મેં વિચાર કર્યો.

કૉલેજમાં તેમને સીધા ન મળવા જતાં, તેમને વિશે હકીકત જાણવા માટે, પહેલો હું તેમના નાતીલા એક મિ. પંડયાની ઓરડીએ ગયો. મેં પૂછ્યુંઃ "કેમ નં. ૮૭ ની ઓરડીના શા ખબર છે?" પણ તેના મોં પરની ગંભીરતા જોઈ હું આભો જ બની ગયો.

ડૉક્ટરઃ "કેમ એથી જ ગાંડા થઈ ગયા ?"

મેં કહ્યુંઃ "ના, ગાંડા થવાનું કારણ તો પછીના બનાવો હશે."

પેલાએ મને કહ્યું કે, એ દિવસથી ઓરડીને તાળું વાસ્યા વિના, સામાન એમ ને એમ મૂકી કોઇને કહ્યા વિના જતા રહ્યા છે. પોલિસ તપાસ કરે છે. પોલિસે બધી ઓરડી તપાસી હતી, પણ તેમના કાગળોમાંથી કાંઇ જાણવા જેવું મળેલું નથી.

મેં કહ્યું કે એ કાગળો આપણે જોવા જોઇએ. અમે તેની ઓરડી નંબર ૮૭ ઉપર ગયા. ત્યાં એક સિંધી વિદ્યાર્થી રહેવા આવી ગયો હતો. ઓરડીમાં કપિલરાય કાગળો મૂકતા ગયા છે કે નહિ તે અમે પૂછ્યું. તેણે કહ્યું કે કાગળોનો કચરો તો ઘણો ય હતો તે બધો પોલિસના ગયા પછી સાફ કરાવી નાખ્યો છે. મેં પૂછ્યુંઃ "તેમાં શું લખ્યું હતું ?" તે કહે બધું ગુજરાતી હતું. માત્ર એક લીટી અંદર અંગ્રેજી હતી તે મને ઊકલીઃ

Fools rush in where angels fear to tread.*

એ લીટી બોલીને તેણે મશ્કરી કરી કે જુઓને એમ જ બને છે. મિ. કપિલરાય જ્યાં ન રહ્યા ત્યાં હું ધસી આવ્યો. અમે તેની રજા લઇ જુદા પડયા. મેં મિ. પંડયાને કહ્યુંઃ "તમે એ કાગળો સાચવ્યા હોત તો સારું થાત. એ કાગળો તેમના ગયા પછી કોઈ વાંચીને પ્રસિદ્ધ કરશે એવી આશાથી તેઓ જતા રહ્યા છે એમ હું માનું છું."

* ફિરસ્તાઓ જ્યાં જતાં ડરે છે ત્યાં મૂર્ખાઓ ધસી જાય છે.

"હા...હા. હવે તમે કહો છો ત્યારે સાચું લાગે છે." તેઓ એકદમ બોલી ઊઠયા: "જવા અગાઉની સાંજે તેમણે મને કહેલું કે પોતે એવું સાહિત્ય લખ્યું છે કે જેથી સાહિત્યના મહાન પ્રશ્નોનો ખુલાસો થઈ જાય. પણ તેમને પોતાને એ છપાવવાની ગરજ નથી. પણ હું શું સમજું ? થયું. હવે તો બીજું શું થાય ?" મેં સાહેબજી કર્યા.

કપિલરાય ઉપર અમારી ફતેહ ધાર્યા કરતાં વધારે થઇ ગઇ હતી. પણ એ ફતેહ થઇ તેની સાથે જ મને કપિલરાય માટે ચિન્તા થવા લાગી. એ બેવકૂફ કોણ જાણે શુંનું શું ય કરી બેસશે એવો ભય મને લાગ્યો. આ તો હસતામાંથી ખસતું થઇ ગયું. અમારી મંડળીને મેં બોલાવી બધી વાત કરી. અમે નક્કી કર્યું કે છગનલાલે તરત જ એક ચર્ચાપત્ર લખવું. તેમાં જણાવવું કે એ લેખ પોતે લખેલો નથી, પણ કપિલરાયનો છે. કપિલરાય જ્યાં હશે ત્યાં ચર્ચાપત્રો તો વાંચતા જ હશે. છેવટે પોતે મૂકી ગયેલા કાગળોમાંથી કંઈક છપાશે એવી આશાથી પણ વાંચતા હશે જ.

છગનલાલે ચર્ચાપત્રમાં લેખ મોકલ્યો તે છપાયો. પણ તંત્રીને એવું સૂઝયું કે ફૂદડી મૂકીને નીચે ટીપ કરી કે "ઉપરનું ચર્ચાપત્ર આવ્યું તેવું છાપ્યું છે પણ તે વિશ્વસનીય લાગતું નથી. કારણ કે આ લેખક આટલો બધો મોડો જવાબ શા સારુ આપે ? વળી કપિલરાયે લખ્યું હોય તો તેઓ પોતે જ કેમ એ બાબત પ્રસિદ્ધ ન કરે, ખાસ કરીને જ્યારે આ ઉપર આટલી બધી ચર્ચા ચાલી છે ત્યારે ? છગનલાલ જો કપિલરાયના મિત્ર હોય અને તેથી કપિલરાયને યશ આપવા માગતા હોય તો તેમનું ખોટું નામ આવ્યું કે તરત જ તેનો

ઇનકાર કરી ખરું નામ કેમ ન આપ્યું? જો શત્રુભાવે કપિલરાયનું નામ આપતા હોય તો તેમના કથન ઉપર કેટલો વિશ્વાસ રાખવો એ વાંચનારે સમજી લેવાનું છે."

અમે તો ભયાશ્ચર્યચકિત થઇ ગયા. ફરી વિચાર કરી ફરી ખુલાસાવાર લખ્યું. તેમાં અમે ચોપાટ ખેલતા હતા તે વાત—તેમાં સાહિત્યની ભાષા ચોપાટને લગાડવાની કલ્પનાનું સઘળું માન કપિલરાયને જ આપ્યું હતું તે—ઉપરથી તેમણે જ તે લખેલો હોવો જોઇએ, અને શરમાળ અને નાજુક પ્રકૃતિના હોવાથી જાહેર યશ ન લેવાની ઇચ્છાથી તખલ્લુસ જ આપતા, એ જ કારણથી છતા ન થયા, પણ આવી ચર્ચાથી પોતાનો એક સારો લેખ બીજાને નામે ચઢે એના આઘાતથી તેમને તથા સાહિત્યને કોઈ હમેશની હાનિ થવા સંભવ છે, માટે ખરી હકીકત બહાર પાડવાની ફરજ સમજી આ લખેલું છે, એવી મતલબનું ચર્ચાપત્ર લખ્યું. એ સાથે તંત્રીને ખાનગી કાગળ લખ્યો તેમાં હૉસ્ટેલમાંથી ચાલ્યા જવાના ખબર આપ્યા અને તેઓ આપઘાત કરે એવી ભ્રાંતિ અમને છે, એ પણ જણાવ્યું.

આ ચર્ચાપત્ર પણ છપાયું, પણ તંત્રીની ટીપ વિના નહિ. આ વખતે તંત્રીએ વધારે બગાડયું હતું. "આવો પ્રાણવાન લેખ કપિલરાય જેવી નિર્બળ વ્યક્તિ લખે જ નહિ. કપિલ-રાયના રોગિષ્ટ માનસને સાહિત્યયશનો લેપ કરી તંદુરસ્ત કરવા તેમના મિત્રોની આ કોશીશ છે. મિત્રોનો ઇરાદો શુભ છે, પણ સાહિત્યને માત્ર સત્ય સાથે જ સંબંધ છે. એક કપિલરાય શું પણ અનેક કપિલરાયને ગમે તેટલી હાનિ થાય તે કરતાં સાહિત્યના એક સત્યની કિંમત ઘણી વધારે છે."

અમારે અને કપિલરાયને નસીબે અમારી ફતેહ અમે પણ ન ફેરવી શકીએ એવી થઈ ગઈ હતી.

ગમ ખાઈ, ચુપ રહી, અમે થોડા દિવસો રાહ જોવાનો નિશ્ચય કર્યો. થોડા માસ 'ચર્ચાપત્ર' વાંચ્યું પણ ક્યાંય કપિલરાયની કલમ કે તખલ્લુસ દેખાયું નહિ. પછી તો 'ચર્ચાપત્ર' પણ બંધ પડ્યું. અમે નિરાશ થઇ વિચારવું છોડી દીધું અને સર્વભક્ષક કાલ અને પરીક્ષાએ તેનું સ્મરણ પણ લુપ્ત કર્યું.

ડૉક્ટરે કહ્યું: "હવે મને બધું સમજાયું. મને ખાતરી થાય છે કે એ એ જ હોવા જોઇએ. તમે જાઓ ત્યારે તેનું દેશનું શિરનામું મૂકતા જજો."

ડૉક્ટર ઊઠ્યા. મૂંગા મૂંગા જઇ તેમણે દરદીની તખ્તી ઉપર લખ્યું: "કપિલરાય."

કપિલરાયે શૂન્ય અટ્ટહાસ્ય કર્યું.

## એમી

“અલ્યા એમ ને એમ કેટલી દીવાસળીઓ બગાડવી છે ? એક બાકસ બે દી તો પોચાડય.” ધનિયાએ બીડી સળગાવવા માટે એક ઉપર એક પાંચ દીવાસળીઓ સળગાવી એટલે એમીએ કહ્યું.

“પણ આ જોને પવને ય કેવો ઊંધો થયો છે. દીવાસળી સળગવા જ નથી દેતો.” ધનિયાએ ફરી બાકસ ઉઘાડયું.

“લે હું આડું લૂગડું ધરું.” એમીએ લાજ કાઢવાનો છેડો લાંબો તાણ્યો અને ધનિયાની પાસે જઈ તેના મોઢા આગળ પવન આડો ધર્યો. ધનિયાની દીવાસળી સળગી, તે શ્વાસ અંદર લે અને મૂકે તે પ્રમાણે દીવાસળીનો પ્રકાશ ઝબક ઝબક થવા લાગ્યો. ધનિયો તેની પત્નીના જુવાન, ભરેલા, ઘઉંવર્ણા પણ ઉજ્જ્વલ, મોટી તેજસ્વી આંખોવાળા, નાકે મોટો કાંટો પહેરેલા મુખ સામે જોઇ રહ્યો. બીડીની લિજ્જત કરતાં તે નવોઢાના સૌંદર્યપાનમાં ગરકાવ થઈ ગયો. બીડી સળગી એટલે એમી મૂળ જગ્યાએ ખસવા જતી હતી તેને ધનિયાએ કહ્યું:

“લે મારા સમ, આઘી જા તો.”

“ગાંડાં ન કાઢય, ગાંડાં.” કહેતી એમી મૂળ જગ્યાએ ગઈ.

“તારા સમ, એમી, તું મને બહુ વાલી લાગ છ.”

"જો હજી એનું એ બોલ. આ આટલાં માણસો છે તેનું ભાન છે કે નથી?"

"એ એમના ખાવામાં પડ્યાં છે. આપણી સામું કોણ જોવા બેઠું છે?" કયાં નવપરિણીત દંપતી આવી માન્યતા નથી સેવતાં?

આજે ધનિયાના ઘરાક એક વાણિયાને ત્યાં નાત જમતી હતી એટલે બન્ને જણાં સારા જમણની ખુશાલીમાં બાજરુનાં પગથિયાં પર બેઠાં બેઠાં એકાંત ગોષ્ટી કરતાં હતાં. નાતમાં વાધરી પડતાં અટકાવવા શેઠે તેને ત્યાં બેસાડ્યો હતો. બન્નેએ થોડા દિવસ ઉપર લગ્ન વખતે પહેરેલાં કપડાં પહેર્યાં હતાં. ધનિયાએ ઉપર પટકો, નીચે અતલસનું જાકીટ, અને પગમાં મોજાં પહેર્યાં હતાં. ખેમીએ, એક સુવાસણ શેઠાણી ગુજરી ગયેલી તેનું સ્મશાનમાં કાઢી નાખેલું રેશમી વસ્ત્ર પહેર્યું હતું.

ધનિયો બીડીની એક ફૂંક લઇને બોલ્યો: "ખેમી, તારી માએ ગમે તે માગ્યું હોત તો તે આપીને પણ હું તને પરણત."

"પણ મારી માએ કે'દાડે તારી પાસેથી પાઈયે લીધી છે? હું તો ઊલટી તારા ઘરમાં લેતી આવી છું. મારી માએ તો બ્રાહ્મણ જેવો વીવા કર્યો છે."

"તારી મા તો બહુ ભલું માણસ, પણ તું કોણ જાણે ક્યાંથી આટલી ભૂંડી નીકળી."

"લે વળી, મેં તારું શું બગાડ્યું છે?"

"જો ને, પરણતાં પરણતાં કેટલા ચાળા કર્યા? 'દારૂ ન પીએ, ને ગાળ્યું ન કાઢે, ને હાથ ન ઉપાડે તો પરણું, નહિ

તો ન પરણું. ને કોઈ દિ એવું કરે તો એને ઊભો મેલીને હાલી જાઉં.' આમ તે થાય ?"

"ન કયમ થાય ? એ દારૂ પીને આવે ને ધીંગામસ્તી કરે, ને ન બોલવાનું બોલે, એ મારાથી ન ખમાય જો. એ માર ખાઈ લ્યે એ બીજાં."

ધનિયો ખેમીના સત્ય અને પ્રતાપ આગળ ધીમો પડી ગયો. "ઠીક લે, પણ હું કયાં પીવા જાઉં છું તે તું આમ ચઢી ચઢીને બોલે છે ? મારે તો ગમે તેમ થાય પણ તને પરણવું'તું. તું નાની હતી, ને ગાઠડી વાળીને તારી મા સાથે વાળવા નીકળતી ત્યારની મને બહુ ગમતી. તું આ ગાઠડી વાળતાં ક્યાં શીખી, ખેમી ?" ધનિયાએ ખેમીની છાતી ઉપર વાળેલી ગાંઠને સ્પર્શ કર્યો.

"પડધરીમાં તો બધી ય આઇડયું કામ કરતી વખતે એમ ગાઠડી વાળે." ખેમીની મા મૂળ કાઠિયાવાડમાં પડધરીની રહેવાસી હતી. દુકાળના વરસમાં ખેમીને લઈ ને તે અહીં રહેવા આવી હતી. "પણ હેં ધનિયા, એ શા સારુ તમે દારૂ પીતા હશો ? દારૂમાં તે શું છે એવું ? તું તો કહેતો'તો ને કે દારૂ તો કડવો લાગે."

"ખેમી, કોક દિ ગમે નહિ, તે દાડે પીવા જોયેં. બહુ થાકી ગયા હોઇએં ને કાંઇ ગમે નહિ ત્યારે પીયેં ત્યારે સારું થઇ જાય."

ખેમી થોડી વાર મૌન રહી. તેને ફરી પોતાનું સૌભાગ્ય અને સત્તા સાંભળવાની ઇચ્છા થઈ. તેણે પૂછ્યું: "હેં ધનિયા ! મને બીજે પરણાવી હોત તો ?"

"અરે હું નથી જોતો કોઈની માએ સવાશેર સૂંઠ ખાધી હોય તે તને પરણે. તને ગમે ત્યાંથી ઉપાડી જાત."

ખેમીએ કહ્યું: "લે રાખ્ય રાખ્ય. એવું અભિમાન ન કર્ય. આ દુનિયામાં શેરને માથે સવાશેર પડયા છે."

એટલામાં નાતમાં કોલાહલ થયો. એક કૂતરું અંદર પેસી ગયેલું તેણે એક ભાણું અભડાવ્યું અને તેને માર મારીને બહાર કાઢયું. શેઠ ચીડાયો. તેણે ધાંયજાને ખૂબ ધમકાવ્યો. ધાંયજાએ ભંગીનો વાંક કાઢયો, અને શેઠની બધી રીસ ભંગી ઉપર ઊતરી. "પોતે મોટા ગવંડર થઈને બેઠા છે, હાથમાં બીડી લઇને, અને કૂતરાં હંકાતાં નથી. ઊઠો અહીંથી, હરામજાદીનાં......" તેણે એક માત્ર મારવું બાકી રાખ્યું.

ધનિયા-ખેમીને ઘણું જ માઠું લાગ્યું. તેમના રંગમાં ભંગ પડયો. તેમનો બધો ઉલ્લાસ ઊડી ગયો, બન્ને કશું બોલ્યા વિના ઊઠી ચાલવા માંડયાં. કયાં જવું એ નક્કી નહોતું, પણ ખેમી, સ્વાભાવિક રીતે, કંઇક મનને વિનોદ મળે તેવાં દૃશ્યો તરફ જવાની પ્રેરણાથી રીચીરોડ ઉપર ચાલવા લાગી. ધનિયાને વધારે માઠું લાગ્યું હતું. ખેમી તેને આશ્વાસન આપવા લાગી. ધનિયાથી ત્યાં ન બોલાયું તે આટલી વારે અહીં બોલ્યો: "કૂતરાં હાંકવાનું કામ તો ધાંયજાનું હતું, તેમાં મારા પર શા સારુ આટલાં વાનાં કર્યાં?" વળી ખેમીએ આશ્વાસન આપ્યું. ધનિયાએ તેના મનમાં જે ખરું દુઃખ હતું તે કહ્યું: "બીજું કાંઈ નહિ. તારા દેખતાં એ એવું બોલી ગયો એ મારાથી નથી ખમાતું."

ખેમી ઊંડા વિચારમાં પડી ગઈ. પોતે ધનિયાને વાતે ચઢાવ્યો, અને વધારે અપમાન ધનિયાનું થયું એનો અન્યાય એને

ખૂંચવા લાગ્યો. ધનિયો ગમગીન થઇ મૂંગો મૂંગો ચાલતો હતો તેથી તેનો જીવ કળીએ કળીએ કપાતો હતો. રસ્તે ચાલતાં રાયખડને પીઠે જવાનો રસ્તો આવ્યો. ખેમીને યાદ આવ્યું કે ધનિયાને ગમતું નથી ત્યારે દારૂ પીવાથી સારું થાય છે. સ્ત્રીસુલભ કોમળતાથી તેણે છેડેથી અરધો રૂપિયો છોડીને ધનિયાને આપતાં કહ્યું: "હવે એમ ક્યાં સુધી મૂંગો રહીશ? જા, પણેથી દારૂ પી આવ. ઝટ પાછો આવજે. હું અહીં ઊભી છું." ધનિયો ખુશી થતો થતો એકદમ ગયો.

ખેમી રાહ જોતી ઊભી હતી. પોતે દારૂ ન પીવાની શરત કરાવી હતી અને પોતે જ દારૂ પીવાના પૈસા આપ્યા તે ઠીક ન કર્યું, એમ તેને શંકા થવા લાગી. એટલામાં ધનિયો હરખાતો હરખાતો આવ્યો, અને કહેવા લાગ્યો: "ખેમી, જો હવે મને ઠીક થઇ ગયું. હું નહોતો કહેતો કે દારૂથી મને ઠીક થઇ જાય છે?" ખેમીએ કહ્યું: "હવે એ વાત મેલ્ય. પણ, ખબરદાર, જો બીજી વાર કોઈ દિ પીધો તો! ઘરમાંથી કાઢી મૂકીશ."

"ના ખેમી, કોઈ દિ ન પીઉં. તું મને બહુ ગમછ. હવે વાણિયાની નાત જહાન્નમમાં ગઈ. હું દારૂ પીઉં છું પણ મને કોઈ દિ ચડતો નથી. જો અત્યારે પણ મારા બોલવામાં કાંઈ ફેર પડે છે? તું તો અમથી મારાથી ડરે છે. ગમે તેવો દારૂ પીઉં તોય તને ન મારું. તું મને કેટલી વાલી લાગે છે......" વગેરે બબડતો બબડતો ધનિયો ચાલવા લાગ્યો. ખેમી મૂંગી મૂંગી તેને લઇને આ બધા બનાવો ઉપર વિચાર કરતી કરતી ઘેર ગઈ.

# ખેમી

## ૨

સાંજને પહોર, જે ગાંઠડી ઉપર ધનિયો અમદાવાદમાં મોહી પડયો હતો તે ગાંઠડી વાળી ખેમી વાળે છે. પણ અત્યારે તે અમદાવાદમાં નથી, અત્યારે તેની પાસે ધનિયો નથી. છએક માસ ઉપર તેણે બન્નેને છોડયાં છે. ઉપરના બનાવ પછી, દારૂ ન પીવાની લગ્નની શરત છતાં, કંઈક ખેમી સહન કરી લેશે એવા વિશ્વાસથી, કંઈક શરત પાળવી એ બૈરી આગળ નબળાઇ બતાવવા જેવું લાગવાથી, કંઇક પોતાને દારૂ ચઢતો નથી એવા, પીનારને સામાન્ય મિથ્યાભિમાનથી, કંઇક ખરાબ સોબતથી. તે દારૂ પીવા લાગ્યો હતો. ખેમીએ તેને ઘણી વાર ધમકાવ્યો, તિરસ્કાર્યો, મેલીને નાસી જવાની ધમકી આપી; પણ ધનિયાએ તે ખોટી માની ગણકારી નહિ. છેવટે એક દિવસ તે વધારે દારૂ પીને આવ્યો અને "મને મેલીને કોને જવાની છે" એવા ગર્વમાં તેણે ખેમીને મારી. બીજે દિવસે સવારે ખેમી ચાલી નીકળી. તેની મા મરી ગઈ હતી. તે નડિયાદ ગઈ, અને પરશોતમ નામના ભંગીઓના ઉપરી મ્યુનિસિપલ કારકૂનને પગારમાંથી લાંચ આપવાનું ઠરાવી નોકર રહી. નડિયાદમા તે સામાન્ય રીતે લહેરી ગણાતી હતી. સર્વ ભંગીઓ તેની સાથે મશ્કરીમાં જોડાતાં, પણ ખેમીના દિલમાં ધનિયાને છોડયાનો ઊંડો કાંટો રહી ગયો હતો. અમદાવાદથી આવતા દરેક ભંગીને તે ધનિયાના ખબર મેળવવા બહુ જ આતુરતાથી પૂછતી. તે ધનિયા પાસે જાય તો ધનિયો તેને ફરીથી પ્રેમથી રાખે એમ તે જાણતી હતી. પણ ધનિયો તેને બોલાવે તો જ જવું એવી તેની ટેક હતી. ધનિયો બોલાવે તે માટે તેણે માનતાઓ માની હતી છતાં હજી ધનિયાનું કહેણ આવ્યું નહોતું. તેથી તે નિરાશ

થતી જતી હતી અને તે નિરાશાથી ઉશ્કેરાઈ મનની બધી દાઝ લાંચ લેનાર પરશોતમ ઉપર કાઢતી હતી. તેણે તેની ચીડવણીનાં ગીત જોડયાં હતાં.

ખેમી વાળતી હતી ત્યાં પાસેથી મંગીએ વાળતાં વાળતાં કહ્યું: "અલી ખેમલી, પેલું ગીત ગા જોઇએ."

ખેમી ધનિયાના વિચાર કરતી હતી તેણે સહેજ ભાવે કહ્યું: "તું જ ગાને."

મંગીને ખેમી જેવું ગાતાં આવડતું નહોતું. તે બોલીઃ "અલી, પણ એનું ચોથું વેણ નથી બેસતું આવતું."

"તને ગાતાં નહિ આવડતું હોય."

"ત્યારે તું ગા જોઇએ."

ખેમીને ચાનક ચઢી. તેણે ગાયું:

"ઓરો આવ્યને કેશલા, તારો ઓશલો કૂટું:*
ઓરો આવ્યને કેશલા, તને પાટુએ પીટું:
ઓરો આવ્યને કેશલા, તને ધોકણે ઢીબું:
ઓરો આવ્યને કેશલા, તારે પૂંછડે લીંબું:

લે આમાં શું નથી બેસતું આવતું?"

"પણ એ તો બેસતું કર્યું કહેવાય. પૂંછડે લીંબું એમ કાંઇ કહેવાય?"

"મૂછ તો હોય તો લીંબું રાખેના! એટલે આ તો પૂંછડે લીંબું રાખે છે."

---

* 'ચકલી તારા ખેતરમાં મેં ઝીંઝવો વાવ્યો' એ લોકગીતની રાહ.

મંગી ખડખડાટ હસી. પરશોતમના ગોરા, ટૂંકા કપાળવાળા, લાંબા, મોઢા ઉપર ભૂરી આછી અને ટૂંકી મૂછો નહિ જેવી દેખાતી.

બન્ને ઉત્સાહમાં આવીને ગાવા લાગી. એટલામાં પરશોતમ નીકળ્યો. તેણે માથે વાળવાળી ટોપી પહેરી હતી. નીચે દેખાતા ખમીશ ઉપર કાળો હાફકોટ પહેર્યો હતો અને હાથમાં એક પાતળી સોટી હતી તે જોડા ઉપર મારતો મારતો તે ચાલતો હતો. તેણે ગીત ગવાતું સાંભળ્યું. એ ગીતમાં તેનું પોતાનું નામ નહોતું, તેને કોઈએ પ્રત્યક્ષ રીતે કહ્યું નહોતું, છતાં કાવ્યવિવરણના કોઈ ગૂઢ નિયમથી તે સમજી ગયો હતો, કે ગીત તેને અનુલક્ષીને જ ગવાતું હતું. 'મનોમન સાક્ષી છે' એ સૂત્ર જીવનના કોઈ પણ ક્ષેત્ર કરતાં ચીડવણીમાં સૌથી વધારે સાચું ઠરે છે. તેણે બૂમ પાડી: "એ હરામખોરો, કામ કરો કામ, રાગડા કેમ તાણો છો ?"

મંગી ખસિયાણી પડી ગઈ, પણ ખેમીએ જવાબ આપ્યો: "ગાઈએ છીએ, પણ જુઓ છો ના, હાથ તો કામ કરે છે !"

"હરામખોર, મારી સામે બોલે છે ? ઉપરીનું અપમાન કરે છે ?"

"પણ હું તમને ક્યાં ગાઉં છું ?"

"તું ગામ આખામાં ગા ગા કરે છે અને મારું અપમાન કરે છે તે શું હું નથી સમજતો ?"

મંગી સામું મર્મની નજરે જોઈ ખેમી બોલી: "લે, અલી, હું ક્યારે ય પશાભાઈને ગાઉં છું ? હું તો અમદાવાદમાં એક કેશલો હતો, તે ભંગીઓના પૈસા ખાતો, એને ગાઉં છું."

"હરામખોર પાછી મને સમજાવવા આવે છે? ઉપરીનું અપમાન કરે છે? અમે અમારા ઉપરીનું માન રાખીએ છીએ તે જોતી નથી? સામો જવાબ આપે છે?"

"પણ ભાઈશાબ..."

"બસ કર, હવે બકબકાટ ન કર. અમારે બીજું કામ છે. આમાં અંગૂઠો પાડી આપ એટલે પગાર આપું." તેણે પાસેના ઓટલા પર પત્રક મૂક્યું. પહેલાં મંગીએ અંગૂઠો પાડી આપ્યો એટલે તેણે ખેમીને અંગૂઠો પાડવા કહ્યું.

"પહેલાં મને પગાર આપો, પછી અંગૂઠો પાડું."

"શું તું શાહુકાર અને સરકાર ચોર? સરકારી નિયમ પ્રમાણે થશે. પહેલાં અંગૂઠો આપ પછી પગાર મળશે."

"ત્યારે લો આ અંગૂઠો" કહી અંગૂઠો પરશોતમને બતાવી ખેમીએ અંગૂઠો પાડી આપ્યો. પરશોતમે એ જોયું ખરું, પણ તેને આ ચીડાવાનો સમય નહોતો. બન્નેના પગાર-માંથી અરધો અરધો રૂપિયો કાપી બાકીના સાડાનવ નવ રૂપિયા તેણે નીચે નાખ્યા. મંગીએ પોતાના પૈસા લઇ લીધા. ખેમીએ કહ્યું: "મને પૂરા પૈસા આપો તો લઇશ, નહિ તો નહિ લઉં."

"ન લે તો ભલે પડયા ભોંય પર. હું તો જાઉં છું." તે ચાલવા જતો હતો ત્યાં ખેમીએ લાંબો સાવરણો સામી ભીંતે અડકાડી તેનો રસ્તો રોક્યો: "એમ તે કેમ જવાશે?"

એટલામાં બીજા જિલ્લાનાં ભંગી આવ્યાં. પરશોતમે જોયું કે ખેમી સાથે પોતે ફાવશે નહિ અને બીજાં ભંગી આગળ તે હલકો પડશે. તેણે ટૂંકું કરવા કહ્યું: "લે તારા પૈસા. પેલો અરધો પાછો લાવ."

"પહેલાં રૂપિયો આપો એટલે આપું."

પરશોતમે રૂપિયો નીચે ફેંક્યો એટલે ખેમીએ સાવરણો લઈ લીધો અને રૂપિયા નીચે નમી લેવા માંડયા. પરશોતમે ફરી નીચે પડેલો અરધો માગ્યો.

"ઊભા તો રહો. ખખડાવી તો જોવા દો." બીજા સામું જોતી જોતી તે રૂપિયા ખખડાવવા લાગી.

પરશોતમે ફરી અરધો માગ્યો.

"મને તો નથી જડતો" કહી ખેમી ચાલવા લાગી. પરશોતમને નીચા નમી ધૂળમાંથી તે અરધો લેવો પડયો.

આજે ભંગીઆંને ખેમી માટે આશ્ચર્ય સાથે માન થયું. તેણે ગીત ઉપાડયું અને બધાં ભંગી ગાવા લાગ્યાં:

ઓરો આવ્યને કેશલા, તારો ઓશલો કૂટું:
ઓરો આવ્યને કેશલા, તને પાટુએ પીટું:
ઓરો આવ્યને કેશલા, તને ધોકણે ઢીબું:
ઓરો આવ્યને કેશલા, તારે પૂંછડે લીંબું:

રસ્તે ચાલતાં માણસો અને સ્ટેશનેથી આવતાં ઉતારુઓ આ વિચિત્ર ગીત સાંભળવા ઊભાં રહેતાં હતાં. એટલામાં એક અવાજ આવ્યો.

"અલી ખેમી આમ તો આવ્ય."

ખેમી તરત ગાતી બંધ પડી, ઊભી રહી ગઈ. અવાજ આવ્યો તે શેરીમાં તેણે જોયું અને તે તરફ ચાલી ગઇ.

તેની સાસુ તેને બોલાવવા આવી હતી.

## ૩

ધનિયો અને ખેમીના પહેલા ત્રણ દિવસો અકથ્ય આનંદમાં અને ખાવાપીવામાં ગયા. ચોથે દિવસે રાત્રે ધનિયો અને ખેમી વાતો કરવા બેઠાં. નડિયાદમાં ખેમી કેમ રહેતી, તેનાં ગીતો, તેની બીજા સંગીઓ સાથેની ગંમતો બધું સાંભળીને ધનિયો બોલ્યોઃ "ખેમી, તું કઠણ હૈયાની તો ખરી હોં. મને અહીં ગમતું નહોતું ને તું ત્યાં મજા કરતી હતી."

"મને ય ગમતું નહોતું, પણ તું બોલાવ્ય નહિ ત્યાં સુધી મારાથી કેમ અવાય?"

"હું તને શી રીતે બોલાવું? મારો ગુનો થઈ ગયો તે મારા પગ ભારે થઈ ગયા. મારી માને કહેતો પણ એ કહે 'એક બે દિમાં આવશે. કેટલાક દિ રહેશે.' પણ તું તો વટનો કટકો!"

"તારો ગુનો, તે તારે બોલાવવી જોઈએ ના!"

"પણ ભદ્રકાળી માતાનું સાચ ભારે."

"એમ કેમ?"

"જો પહેલાં રામદે પીરની માનતા માની તોય તું ન આવી. પછી હરખશા માતાની માની, ઝાંપડી માતાની માની તોય તું ન આવી. પછી ભદ્રકાળીની માનતા માની. વેર ગયો ત્યારે મારી મા કહેઃ 'અલ્યા ધનિયા, તું બહુ સૂકાતો જાછ. લે તને બીજી પરણાવું.' મેં કહ્યુંઃ 'મારે બીજી નથી પરણવી. મારે તો ખેમી આવે તો હા નહિ તો ના.' પછી મારી મા તને તેડવા આવી."

"મેં ય કેટલી માનતાઓ માની ત્યારે તારી મા મને બોલાવવા આવી."

"તેં કોની કોની માની ?"

"મેં ય રામદે પીરની માની. પછી નડિયાદમાં સંતદાસ મહારાજનો થાળ માન્યો. પછી મહાકાળીની જાતર માની."

"અરરર એમી" ધનિયા ઉપર જાણે વજ્રપાત થયો. "તેં ભૂંડું કર્યું. તારી માનતાના સાઠ રૂપિયા થયા, મારી માનતાના પચાસ થયા. લગન ખરચના બસેં અઢીસો ઊભા છે ને પેલો પટેલિયો હમેશ આંટા ખાધા જ કરે છે. આ ક્યારે ભરી રહીશ હું ? ને ભદ્રકાળી તો હાજરાહજૂર છે." કયા દેવની માનતાથી બન્ને ભેગાં થઇ શક્યાં તે નક્કી ન હોવાથી બધી માનતા પૂરી કર્યાં વગર છૂટકો નહોતો.

"અરે એમાં શું ? ચારસેં રૂપિયા તો હમણાં ભરી દઈશું. મારાં ઘરેણાં વેચીને ભરજે." એમીએ સાન્ત્વન આપ્યું.

"અરે હજી પંચનો દંડ ભરવાનો છે તે તો મેં તને કહ્યું નથી." ઊંચી નીચી નાતોની અનંત શ્રેણીવાળા આપણા સમાજમાં દરેક નાતને પોતાથી નીચું કોઈક જોઈએ છીએ. અમદાવાદનાં ભંગી કાંઠયાવાડથી આવેલાં ભંગીને હલકાં ગણતાં. ધનિયાને પરણતી વખતે બન્ને પંચોને જમાડવાં પડેલાં. એમી જતી રહી એટલે કાઠયાવાડી પંચ ભેગું થયું. તે પંચે અંદર અંદર મસલત ચલાવી. પછી અમદાવાદના પંચને વાત કરી. પછી અમદાવાદનું પંચ મળ્યું. એટલામાં એમી પાછી આવી. હવે દંડ કરવાનો તો રહ્યો નહિ પણ આટલા દિવસ ખાધું તેના ખરચના પૈસા બન્ને પંચે ધનિયા માથે ચઢાવ્યા. આપણા સમાજમાં નાતની રૂઢિઓ અને નાતના ઠરાવો કુદરતી બનાવો જેવા અનિવાર્ય અને અપ્રતિરુધ્ય ગણાય છે.

આ બધું સાંભળી એમી પણ હેબકાઈ ગઈ. પણ તેણે

તેમ છતાં આશ્વાસન આપ્યું. પુરુષને હિંમત હારતો જુએ છે ત્યારે સ્ત્રીમાં કોઈ ઓર જ હિંમત આવે છે.

પણ ધનિયાને સાન્ત્વન વળ્યું નહિ. હતાશ થઇ તે ખેમીના ખોળામાં ઊંઘી ગયો. અને ખેમી પણ ચિંતામાં ઊંઘી ગઈ. ત્રણ દિવસનું સુખ ભોગવી આ દંપતી પાછાં દુઃખી સંસારમાં ડૂબ્યાં.

બીજે દિવસે ખેમીએ ઘરેણાં કાઢી આપ્યાં, અને વેચવા કહ્યું. પણ બૈરીને અડવી, જોવાનો વિચાર નહિ ખમાયાથી વેચવાને બદલે ધનિયે તેને ઘરેણે મૂકી રૂપિયા ઉપાડયા. તેણે વેચ્યાં હોત તો ઠીક રકમ ભરાત, પણ ઘરેણે મૂકવાથી રકમ થોડી મળી અને ઘરેણાં છેવટ વ્યાજમાં ડૂબી ગયાં. ધનિયો કે ખેમી કોઈ આ સમજ્યાં નહિ. બન્નેએ બને તેટલા પૈસા બચાવી ભરવા માંડયા. એટલામાં ધનિયાની મા મરી ગઈ તેનું સોએક રૂપિયા ખરચ થયું. ત્રણ મહિના પછી ખેમીને સુવાવડ આવી, એટલે તે પણ કમાતી મટી. સુવાવડ દરમિયાન ધનિયાને ખેમીનું સાન્ત્વન ઓછું થયું અને ચિંતા-માંથી મુક્ત થવા તે દારૂ તરફ વળ્યો.

ખેમી સુવાવડમાંથી ઊઠી ત્યારે તેણે જોયું કે ધનિયો પાછો પીવા માંડયો હતો. તેણે ધનિયાને ફરી ધમકાવ્યો, પણ હવે તેની ધમકીમાં તિરસ્કાર નહોતો, દયા હતી. તેને લાગતું હતું કે ધનિયાની આ દશા માટે પોતે જ જવાબદાર છે; છતાં એક દિવસ કઠણ થઈને તેણે તેને ધમકાવ્યો. ધનિયો કાંઈ બોલ્યો નહિ, પણ રાત્રે ઘેર પાછો ન આવ્યો. ખેમી તેને રીચીરોડના ફૂટપાથ પરથી શોધીને ઘેર લઈ ગઈ. ખેમી તેને સમજાવતી, પણ તેનો જવાબ ધનિયો માત્ર નિઃશ્વાસથી આપતો.

હવે ખેમીનું હૃદય માત્ર દ્રવતું હતું. તેને શિખામણ દેવા જેટલી કડકાઇ તેનામાં રહી નહોતી.

એક દિવસ શિયાળાની રાત્રે ખૂબ ઠંડીમાં ધનિયો ઘેર ન આવ્યો. ખેમી બે વરસની બાળકીને ઘરમાં રડતી મૂકી શોધવા નીકળી. બે કલાકે તેણે તેને નદીની રેતીમાં પડેલો જોયો. તેને ઉઠાડીને ધીમે ધીમે ઘેર લઇ ગઈ. બીજા દિવસથી ધનિયાને ન્યૂમોનિયા થયો. ખેમીએ ફરી માનતાઓ માની, ભુવાને બોલાવ્યો, તેણે નવી માનતાઓ આપી, પણ ખેમીનો ધનિયો ફરી ઊઠયો નહિ. ખેમી રાંડી.

## ૪

વૈધવ્યનો શોક ખેમીના આખા જીવનમાં વ્યાપી ગયો હતો. તેને બીજું તો કાંઈ નહિ પણ ધનિયો માનતા ખોતો ગયો એનો શોક ઘણો થતો હતો. તેથી તેના જીવને શું શું ખમવું પડશે તેની તેને શંકાઓ થયા જ કરતી અને ઉપાય સૂઝતો નહોતો.

એક દિવસ ખેમી રીચીરોડ વાળતી હતી. હવે તે ગાઠડી વાળતી નહોતી. વાળતાં વાળતાં તેને ધનિયાની માનતાના વિચાર થવા લાગ્યા. ત્યાં તેણે સામે ઓટલા પર એક બ્રાહ્મણને જોયો. તેણે કપાળમાં આડું મોટું ત્રિપુંડ્ર તાણેલું હતું, વચ્ચે મોટો ચાંલ્લો કરેલો હતો, અને નાક ઉપર પાતળી કાળી આડી કરેલી હતી. માથે ફાટલી દક્ષિણી પાઘડી મૂકી હતી, હાથના કાંડામાં રુદ્રાક્ષનો બેરખો અને ગળે રુદ્રાક્ષની માળાઓ પહેરી હતી. મહારાજ ઓટલો સાફ કરી તેના પર આસન પાથરી, સામે એક પાટી પેન, હાથનાં રેખાદર્શક ચિત્રો, ટીપણું અને તે પર

રમળના પારા ગોઠવતા હતા. ખેમી તેમની પાસે જવા લાગી. તેને આવતી જોઇ મહારાજે સનાતન તિરસ્કારથી તેને દૂર રહેવા કહ્યું. ખેમીએ કહ્યું: " મહારાજ, મારે સવાલ પૂછવો છે. " " તો ચાર આના નીચે પગથિયા પર મૂક. " મહારાજને ખેમીનો પડછાયો અપવિત્ર હતો, તેના પૈસા અપવિત્ર નહોતા. ખેમીએ પાવલી મૂકી, મહારાજે છાંટ નાખી લઇ લીધી. પછી કહ્યું: " પૂછ હવે. "

" મહારાજ, કોઇનો ધણી માનતા સોતો મરી ગયો હોય, તેની વહુ માનતા કરે તો તેને પહોંચે કે ન પહોંચે? બરાબર જોજો મહારાજ. "

આંગળીના વેઢા ગણી મહારાજે કહ્યું: " હા. "

" સારું મહારાજ " કહી ખેમી ચાલવા જતી હતી ત્યાં મહારાજે ફરી બોલાવી કહ્યું: " પણ નાતરે જાય તો ન પહોંચે. " ખેમી પગે લાગી ચાલી ગઈ.

ખેમીએ હવે માનતા પૂરી કરવા પૈસા બચાવવા માંડયા.

ખેમીની કળા પડી ગઇ હતી, પણ તેનું સૌંદર્ય ઓછું થયું નહોતું. ઘણા ભંગીઓએ તેને નાતરું કરવા કહેવરાવ્યું. તેણે સૌને એક જ જવાબ આપ્યો કે ધનિયાની માનતા પૂરી કર્યા વિના તેનાથી નાતરું ન કરાય. એક ભંગીએ માનતાના પૈસા રોકડા આપવા કહ્યું, પણ ખેમીએ પોતાની કમાણીથી જ માનતા પૂરી કરવાનો નિશ્ચય જણાવ્યો.

સાત વરસે તે ધનિયાની માનતાઓ પૂરી કરી રહી. એક ભંગીએ વળી તેને ઘરગવા કહેવરાવ્યું. તેણે જવાબ આપ્યો: " ના ના, આટલે વરસે મારે જીવતર પર થીંગડું નથી દેવું. "

# સમયાનુક્રમણી

| વાર્તાનું નામ | લખાયાની અને પ્રસિદ્ધ થયાની તારીખ |
|---|---|
| ૧ એક જ પ્રશ્ન | લખાઇ: સને ૧૯૨૨ ની આખરે અથવા ૧૯૨૩ ની શરૂઆતમાં. પ્રસિદ્ધ થઇ: ઈ. સ. ૧૯૨૭ ના વાર્ષિક વીણાના અંકમાં. |
| ૨ રજનું ગજ | પ્રસિદ્ધ થઇ: યુગધર્મ પુ. ૪, અં. ૪; અષાડ, ૧૯૮૦. લખાયેલી નીચેની 'સાચી વારતા' પછી. |
| ૩ સાચી વારતા | પ્રસિદ્ધ થઇ: યુગધર્મ પુ. ૪, અં. ૫; શ્રાવણ, ૧૯૮૦. લખાયેલી ઉપરની 'રજનું ગજ' પહેલાં. |
| ૪ જમાનાનું પૂર | પ્રસિદ્ધ થઈ: યુગધર્મ પુ. ૫, અં. ૧; આસો, ૧૯૮૦. |
| ૫ સાચો સંવાદ | પ્રસિદ્ધ થઈ: યુગધર્મ પુ. ૫, અં. ૩; માગશર, ૧૯૮૧. |
| ૬ સરકારી નોકરીની સફળતાનો ભેદ | પ્રસિદ્ધ થઈ: યુગધર્મ પુ. ૫, અં. ૫; મહા, ૧૯૮૧. લખાયેલી નીચેની 'શો કળજગ છે ના!' તેની પછી. |
| ૭ શો કળજગ છે ના! | પ્રસિદ્ધ થઇ: યુગધર્મ પુ. ૬, અં. ૧; ચૈત્ર, ૧૯૮૧. લખાયેલી ઉપરની છઠ્ઠી વાર્તા પહેલાં. |

## સમયાનુક્રમણી

| | |
|---|---|
| ૮ જક્ષણી | પ્રસિદ્ધ થઇ: પ્રસ્થાન પુ. ૧, અં. ૨; માગશર, ૧૯૮૨. |
| ૯ મુકુન્દરાય | પ્રસિદ્ધ થઇ: પ્રસ્થાન પુ. ૨, અં. ૪; શ્રાવણ, ૧૯૮૨. |
| ૧૦ પહેલું ઇનામ | પ્રસિદ્ધ થઇ: પ્રસ્થાન પુ. ૨, અં. ૬; દીપોત્સવી અંક, ૧૯૮૨. |
| ૧૧ નવો જન્મ | પ્રસિદ્ધ થઇ: પ્રસ્થાન પુ. ૪, અં. ૧; વૈશાખ, ૧૯૮૩. |
| ૧૨ કપિલરાય | પ્રસિદ્ધ થઇ: પ્રસ્થાન પુ. ૪, અં. ૫; ભાદ્રપદ, ૧૯૮૩. |
| ૧૩ ખેમી | પહેલાં આ પુસ્તકમાં પ્રસિદ્ધ થઈ. લખાઈ: માગશર, ૧૯૮૪. |

